ભારતી-પ્રકાશન : ૮૮-૮૯

# સૌની વાતો

## ભાગ ૧-૨

(બાલવાર્તાઓ)



ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩-અમદાવાદ
પો. બો. નં. ૯૭૮-મુંબઇ
ટે. નં. ૨૨૦૫૭

# નિવેદન

'અરુણ પુસ્તકમાળા'નું પહેલું વર્ષ આ પુસ્તકો સાથે પૂરું થાય છે. નવા વર્ષનાં પુસ્તકોની યોજના પુસ્તકના પૂઠા ઉપર આપેલી છે.

'સૌની વાતો'ને સમૃદ્ધિ આપનાર સૌ લેખકોનો આભાર માનીએ છીએ.

મુખ્ય સંચાલક

## • અનુક્રમ •

# નદીની વાત

શ્રી. તારાબેન મોડક

હું હતી ડુંગર ઉપર.
ડુંગરના પેટમાં.
ખળખળ વહેતી હતી.
કાચ જેવી નિર્મળ હતી.
બરફ જેવી ઠંડી હતી.
ખળખળ પડતી હતી.
નાનો વહેળો વહેતો હતો.
લોકો કહે:
" જુઓ આ ઝરો, પહાડી ઝરો ! "
તેઓ મારી નીચે પાન મૂકતા.
પાન ઉપર હું ટપ ટપ પડું.
ત્યાંથી એ બધા પ્યાલા ભરે.

પાણી પીને કહે, "વાહ, પાણી કેવું ટાઢું છે! કેવું મીઠું છે! કેવું ચોખ્ખું છે!"

કોઈ ભગત–માણસ આવે. પાણી વહેતું હોય ત્યાં ગૌમુખ કરાવે. પથ્થરનું ગાયનું મોઢું બનાવી મારે માથે બેસાડી દે.



પછી બીજાં ભગત–માણસ આવે જાત્રા કરવા. એ લોકો કહે, "આ ગૌમુખીનો કુંડ." તેઓ મારું પાણી લે ને આંખે અડાડે, આચમન કરે. કહે, "તીરથ છે, પવિત્ર જ છે. ગૌમુખીનું તીરથ લેવું જોઈએ."

કોઈ માસ્તર—લોકો આવે પર્યટન કરવા. તે કહે, " આને કહેવાય પહાડી ઝરો. "

"આ જ એ ગોદાવરીનું મૂળ." ભૂગોળ શીખતાં છોકરાં કહે, " આને કહે નદીનું મૂળ. પેલા પહાડ ઉપર પેલું સાવિત્રીનું મૂળ. આપણે નથી શીખ્યાં, ગોદાવરી ત્ર્યંબકેશ્વરના પહાડમાંથી નીકળે છે ? આ એ ઠેકાણું. "

મને તો આ બધાં ઉપર હસવું આવે. કેવું તીરથ ને કેવું મૂળ ! પહાડના પેટમાં વહેતી હતી. પથ્થર વચ્ચે વહેતી હતી. અહીં મળી પોચી જગ્યા. માટી ખસેડીને બહાર આવી. હવે આ થયો મારો રસ્તો.

વરસાદ પડે ને ડુંગર ભિજાય. કેટલુંક પાણી બહાર વહી જાય.

થોડું પાણી અંદર ઊતરે. તે આવીને મારામાં મળે. અંદર જગ્યા ન હોય એટલે હું લાગું વહેવા. જ્યાં જગ્યા મળે ત્યાં વહેતી થાઉં. બીજું કરવાનું શું ?

અંદર જગ્યા થોડી ને પાણી તો આવતું જ જાય.

જુઓ ને ! વરસાદ પડયા જ કરે છે ને!

હવે કયાં જગ્યા ?

એટલે પછી ભાંગું ડુંગર જ્યાં પોચો ભાળું ત્યાંથી, ને લાગું વહેવા.

લોકોને શું ? ગમે તે કહે ને ! ઝરો કહે, તીરથ કહે કે મૂળ કહે–મારે એનું શું છે ?

અમારાંમાંથી કોઈક એકાદને કહે તીરથ. ઢગલેઢગલા ફૂલો નાખે, ને પૈસા નાખે. ને બીજાંને કંઈ જ નહિ.

એકને કહે મૂળ ને બીજાંને કંઈ જ નહિ. આવી તો એમની અક્કલ. જવા દો ને !

ડુંગરના પેટમાં કંઈ મજા નહોતી. બહાર ભારે મજા! પહેલી મજા સૂરજનાં કિરણમાં રમવાની.

અમારું પાણી કેવું સોના જેવું લાગે છે!

એ ચકચકિત કિરણો અમારી ઉપર પડે કે અમે લાગીએ બિલોરી કાચ જેવાં દેખાવા: પછી નાચતાં–ઠેકતાં, ચકચક ચકચક કરતાં ખૂબ રમીએ.

બીજી મજા કૂદવાની!

ડુંગર ઉપરથી અમે પટોપટ કૂદકા મારતાં ને પછી ખડખડ હસતાં. લોકો કહે, "ઝરો કેવો વહે છે! ખળખળ ખળખળ!"

કોઈક ઠેકાણે ઊંડા કોતરમાં અમે કૂદકો મારી દઈએ. એકદમ મોટા અવાજે અમે અંદર પડીએ. લોકો કહે, "જુઓ આ ધોધ!"

અમે જોરથી ઊછળીએ ને ભફ સરખાં પડીએ ને ધો–ધો એવો મોટો અવાજ થાય એટલે લોકો અમને કહેવા લાગ્યા ધોધ.

ધો–ધો–ધો–ધો કરતાં પડીએ અંદર ને આગળ ચાલીએ.

કેવી મજા પડે, કહું?

પાછળનાં આવે પકડવા. એના હાથ-માંથી છટકી જઈએ.

પાછળ બીજાં આવે તેય પડે.

કેવાં અમે પડીએ! કેવું અમે હસીએ! બધે ફીણુ જ ફીણુ! દૂધ જેવાં સફેદ!

ત્રીજી મજા લીલા ઘાસમાંથી દોડવાની. કૂણું કૂણું ઘાસ. કૂણી કૂણી શેવાળ.

શેવાળ ઉપર અમે રમીએ ભુલભુલામણી. એકની પાછળ બીજી ભુલામણી હોય. ખૂબ ખૂબ મજા!

કોઈક વાર તો અમે એવી મસ્તીએ ચડીએ કે ખૂબ જોરથી વરસાદ આવે એટલે પાણી થાય ઘણું. પેટમાં એ કાંઈ સમાય નહિ. અંદરથીયે આવે ને ઉપરથીયે આવે. એટલે અમે નાના નાના વહેળા ખૂબ ફૂલીએ ને લાગીએ ખળખળ વહેવા. ઠીક પડે તેમ વહીએ, એકમેકને મળીએ ને વધારે વધારે ફૂલીએ. પછી આવે અમારામાં પૂર.

રસ્તામાં ઝાડો આવ્યાં તો પાડ એને નીચે, અને અમારી સાથે એને ઘસડી જઈએ. પથ્થર, માટી, પાંચીકા—જે જોઈએ તેને ઘસડી જઈએ.

કોઈક કોઈક વાર તો ફુલાઈ ફુલાઈને એટલાં જાડાં થઈએ કે બસ. લોકો કહે, “ પૂર આવ્યું રે પૂર ! ” અમે ડુંગરમાં જ મળેલાં તેની તેને ક્યાંથી ખબર હોય ! એ તો કહે, “ આપણી નદીમાં પૂર આવ્યું. ”

ત્યાં પણ અમે ઓછું તોફાન નથી કરતાં. ગાય, બળદ, ઘોડો, ભેંસ—જે હાથમાં આવે એને ઘસડી લઈ જઈએ. માણસો તો ભાગે જ—છોકરાંને કાખમાં ઉપાડી ઉપાડીને ભાગે !

અમારાથી બીને ભાગે ને વળી અમને જોવાયે આવે !

અમને ખૂબ નવાઈ લાગે એમની.

પણ ક્યારેક ક્યારેક અમારાં તોફાન ખૂબ વધી જાય છે.

અમેય કરીએ શું ? ખૂબ વરસાદ પડે, ડુંગરની અંદર સમાય નહિ, ને ડુંગર ઉપર પણ સમાય નહિ, ને બધું પાણી એક બાજુ વહેવા લાગે કે અમે થઈ જઈએ ખૂબ ખૂબ લહ્ડ઼. અને મજા તો એ કે બધાં એકમેકમાં મળતાં જ લાગીએ.

એક બાજુ ઢોળાવ હોય ત્યાં જ આવે બધાં ઊછળીને. પછી ઊછળી ઊછળીને જઈએ. પછી આગળનાંને ધકકેલીએ, પાછળનાં અમને ધકકેલે, એમની પાછળનાં એમને ધકકેલે.

ને એમની પાછળનાં એમને ધકકેલે.

એમ એમ અમે એટલાં ફુલાઈએ કે જમીન ઉપર પથરાઈએ. જમીન ઉપર ઘર હોય, એની અંદર પેસીએ. ઝૂંપડાં હોય, તેમાં પેસીએ.

જૂનાંપુરાણાં ઘર ને ભાંગ્યાંતૂટયાં ઝૂંપડાં તૂટે–પડે.

અમે પણ શું કરીએ ?

ઉપરથી વરસાદ–પવનનો મારો શરૂ થાય એટલે અમારું કાંઈ ચાલે નહિ.

આવે વખતે અમારી બાજુનાં ગામડાંનાં ગામડાં તણાઈ જાય. માણસો શું, બાણસો શું, શાહુકાર શું, ગરીબ શું, નાનાં શું, મોટાં શું, ઢોર શું, ચીજ શું, વસ્તુ શું—જે વચમાં આવ્યું તે અમે તો ઘસડી જઈએ!

અમારું જોર જબરું. અમને ઠીક લાગે તે ઘસડી જઈએ.

પણ આવું તોફાન તો કોઈક જ વખત, રોજનું તોફાન તો થોડું થોડું.

હસતાં, રમતાં, ગાતાં, ગરજતાં, કૂદતાં, પછડાતાં, વહેતાં, દોડતાં, પડતાં, કલકલતાં ને ખળખળતાં આ રીતે અમે જઈએ.

અમે ખૂબ મજા કરતાં નાચતાં કૂદતાં જતાં.

ડુંગર ઉપરથી નીચે આવ્યાં એટલે

એટલી મજા નહિ. પછી આવે સપાટ જમીન એટલે ચાલવું પડે ધીમે ધીમે. થોડાં ખળખળ, થોડાં કલકલ, થોડાં સરસર, થોડી રમત ને થોડીક ગમત.

ચાલ્યાં આમ હળવે હળવે.

જંગલમાંથી રસ્તો કાઢીએ. જાળાં-ઝાંખરાંમાંથી રસ્તો કાઢીએ. પથ્થર ને પાણા-માંથી રસ્તો કાઢીએ. માટી ને કાદવમાંથી રસ્તો કાઢીએ.

રસ્તો કરતાં કરતાં જવાનું બને.

ત્યાંય થોડી મજા છે! બંને કાંઠાનાં ઝાડ ઝૂલતાં હોય. નવાં પાન ને ફૂલ લોકો લે. લાવીને અમારામાં નાખે.

પંખી કેવાં ગાય છે—સવારે ને સાંજે! પવન કેવો વાય છે—સૂસૂ સૂસૂ! નીચેના પથ્થર કેવા હસે છે—ખળખળ ખળખળ!

ખેડૂત કેવા આવે છે—ડુંગળી ને રોટલો લઈને! કોઈક ગાંડો કવિ આવે ને ગાય.

સ્ત્રીઓ આવે હાંડા ભરવા. ધોબી આવે કપડાં ધોવા. છોકરાંઓ આવે રમવા.



મજા તો પડે જ, ખૂબ મજા પડે છે, પણ ડુંગર ઉપર મજા જુદી અને ડુંગર નીચેની મજા જુદી.

ડુંગર ઉપર અમે ઝરણાં, કાચ જેવાં ચોખ્ખાં ને બરફ જેવાં ઠંડાં.

જમીન ઉપર અમે વહેળા, મેલા ને ગંદા, ને ગરમ ને બેસ્વાદ.

ડુંગર એ ડુંગર ને જમીન એ જમીન. ઉપર તે ઉપર ને નીચે તે નીચે જ.

ઝાડ–જંગલમાંથી રસ્તો કરવો. ખાડા-

ખાબોચિયાંમાંથી રસ્તો કાઢવો. પથ્થરમાટી-માંથી રસ્તો કાઢવો.

આમ કરતાં કરતાં વહેતાં હતાં. વહેતાં વહેતાં બીજો ભાઈ ભેટી ગયો. આવતો હતો જોરમાં. અમે ગયાં ભેટવા, ત્યાં વચ્ચે જ મળી ગયાં.

અમે બોલતાં ગાતાં આગળ વધવા લાગ્યાં ત્યાં અમને મળવા આવી અમારી બેન. એય આવીને મળી અમને. મારાં પાણી, ભાઈનાં પાણી, બેનનાં પાણી—થઈ ગયું પાણી પાણી ! હું ફાંદ ફેલાવીને આગળ વધવા લાગી. અમારે કાંઠે આવીને લોકો રહેવા લાગ્યા. અમારું પાણી તે પીવા લાગ્યા. અમારું પાણી ઢોરને પાવા લાગ્યા. અમારા પાણીમાં નાહવા લાગ્યા. અમારા પાણીમાં ધોવા લાગ્યા. અમારે કાંઠે વસવા લાગ્યા. અમને તેઓ નદી કહેવા લાગ્યા.

તેઓ અમને ગંગા, ભાગીરથી કહે છે; અમને તેઓ પતિતપાવની કહે છે. અમને

તેમણે નામ આપ્યાં. કોઈનું નામ ચંદ્રભાગા, કોઈનું નામ જમનાબાઈ, કોઈનું નામ નર્મદા તો કોઈનું નામ ગોદાવરી.

અમારા કાંઠા ઉપર તેમણે ઘાટ બાંધ્યા. ઘાટ ઉપર આવીને લોકો બેસે. ઘાટ ઉપર સ્ત્રીઓ લૂગડાં ધુએ. અમારી અંદર એમણે હોજ બાંધ્યા, તેને કહે કુંડ.

કુંડનાંય મજાનાં નામ! રામકુંડ, સીતા-કુંડ, દામોદરકુંડ. ત્યાં તેઓ નાહવા જાય.

અમારી ઉપર એમણે પુલ બાંધ્યા—આ કાંઠેથી પેલે કાંઠે—પાણીથી ઉપર અદ્ધર. થાંભલા જ અમારા પાણીમાં, પુલ ઉપરથી માણસો જાય.

ગાડી જાય, ઘોડા જાય, મોટર જાય, ધડ ધડ ધડ, આગગાડી પણ જાય, ધડ ધડ ધડ.

ઉપરથી ગાડી જાય એટલે અમને કાંઈ બીક નથી લાગતી, મજા જ પડે છે.



પુલના થાંભલા સાથે અમે સાતતાળી રમીએ છીએ, અમે એની સાથે પછડાઈએ પણ મારા બેટા એ તો હાલતા જ નથી. એટલે અમે ઊછળીએ, ફસકી પડીએ, ગુલાંટ ખાઈએ અને ઘૂમરી લઈને આગળ જઈએ.

અમારે કાંઠે ગામ વસ્યાં. મોટી નદીને કાંઠે મોટાં ગામ, નાની નદીને કાંઠે કંઈક નાનાં ગામ.

નદીકાંઠાનાં છોકરાં અમારી સાથે ખૂબ રમે છે. અમારા મારગમાં આટાપાટા રમે છે, ખોખો રમે છે, નાનાં છોકરાં કૂબા કરે ને ઘર બનાવે.

એમની મીઠી મીઠી વાતો સાંભળ્યા જ કરીએ એવું લાગે. અમારી અંદર તેઓ ધબાધબ કૂદકા મારે. કલાકોના કલાકો અમારું પાણી ઉડાડે. એને નાહવાની ભારે મજા !

ઊલટા ને સૂલટા, આમ પડ્યા ને તેમ પડ્યા, કંઈ વિચાર જ નહિ. બીક તો કાંઈ જ નહિ. અમે પણ એમનું ધ્યાન રાખીએ, પણ અમારી ઘૂમરીમાં આવી જાય ત્યારે અમારાથી શું થઈ શકે ?

આમ મસ્તીમાં તો અમે હોઈએ, એમાં જો કોઈ પણ આવ્યું મસ્તી કરવા તો પછી અમે એને તાણી જઈએ. એ લોકો આવે છે શા સારુ ?

એવે વખતે તો અમે ગાય, ભેંશ, ઘોડાને ખેંચી જઈએ એટલે નાનાં છોકરાંની તો શી વાત ? સાચું કહું તો એવે વખતે તો છોકરાં-ઓએ આઘાં રહેવું જોઈએ, ખરું કે નહિ ?

વળી લોકો અમારી અંદર હોડીઓ મૂકે

છે. અમને એ ગમે છે. અમે એને ડોલાવતાં ડોલા-
વતાં લઈ જઈએ છીએ. એમાં કેટલીક કામની
હોય છે, તો કેટલીક મોજ કરવાની હોય છે.

કામની હોડીઓએ ગામો ફરવાનાં હોય છે, માલ લઈ જવાનો હોય છે, લાવવાનો હોય છે, માણસોને પહોંચાડવાનાં ને ચડાવવાનાં હોય છે. એ સહેલાઈથી જાય છે ને સહેલાઈથી આવે છે.

કેટલાક લોકો મજા કરવા હોડીમાં બેસે છે. એમનાથી અમને બહુ મજા આવે છે. કોઈ હોડીમાં બેસી પાવો વગાડે છે, તો કોઈ મજાનું ગીત ગાય છે. કોઈ અમારી અંદર ફૂલો નાખે છે, તો કોઈ દીવા તરાવે છે.

કોઈક હોડીમાં બેસી નાસ્તો કરે છે. એ લોકો કહે છે, "અમે હોડીમાં સહેલ કરવા નીકળ્યા છીએ!"

અને કોઈ કોઈ હોડીની શરત કરે છે. હાથમાં હલેસું લે છે ને મારે છે જોરજોરથી.

એમની શરતથી અમને પણ મજા પડે છે.

બીજા મોટા મોટા મછવા જાય છે. એની કાંઈ મજા નથી. એમાં ખૂબાખૂબ માલ ભર્યો હોય છે. ક્યારેક ગૂણીઓ તો ક્યારેક પથ્થર, ક્યારેક નાળિયેર તો ક્યારેક કેરી. કંઈક હોય તો ખૂબ ભાર ભરે.

બે–ચાર–આઠ ખલાસીઓ હોય છે ને હળવે હળવે જાય છે. માછલાં ને ભાત રાંધે, કૉફી પીએ ને ગમે તે ગપ્પાં હાંકીને વખત કાઢે. અમને એનો કંટાળો આવે છે. એમને શું? ભાર બધો આવે છે અમારા ઉપર!

અમને ખરેખર ગમે છે મંદિરની પેલી આરતી! અમારા કાંઠા ઉપર કેટલાંય મંદિરો બંધાય છે!

મંદિરમાં પૂજા થાય. મંદિરમાં આરતી થાય. મંદિરમાં ઘંટ વાગે.

સાધુ–બાવા ભજન કરે. ઝાંઝ–પખાજ લઈને ઊભા થઈ થઈને ગાય. રસ્તામાં બસ આનંદ આનંદ કરી મૂકે છે. ભટ્ટ–ભિક્ષુક શ્લોકો બોલે છે. કથાકાર કથા વાંચે છે.

ભગત માણસો દર્શન કરવા આવે છે, અમારા કાંઠા ઉપર બેસે છે, ધરમની વાતો કરે છે. એ અમને બહુ ગમે છે.

બીજા કેટલાક લોકો અમારી અંદર કંઈ કંઈ નાખ્યા કરે છે તે અમને ગમતું નથી. અમારું પાણી મેલું કરી મૂકે છે એ એમને કેમ નહિ સમજાતું હોય? ફૂલ ને લોટ ને શું ને શું. એ અમારી અંદર સડે છે એટલું એમને નહિ સમજાતું હોય? ખરું કહેતાં લોકોને કાંઈ ખબર જ નથી. અમારી સ્તુતિ કરે, અમને પવિત્ર કહે, અમારી પૂજા કરે, અમારે કાંઠે રહે, એ બધું તો ઠીક.



હું શું કહું ? રોજ સવારે બેડાં લઈને અમારે કાંઠે આવે. કેટલી બધી વાસ ! ગંદાં કપડાં અમારી અંદર ધુએ છે. કેટલી ગંધ ! ગટર, મોરી બધું અમારી અંદર છોડે. અમારું પાણી છેક જ બગાડી નાખે. શું કહેવું એમને ?

પછી દાક્તર આવે. કહે, નદીનું પાણી ખરાબ છે, લોકો માંદા પડે છે. પણ એમ નથી કહેતા કે લોકો ખરાબ છે, નદીનું પાણી બગાડે છે. અમને તો ગુસ્સો ચડે છે એ વાતનો, પણ કરીએ શું ? પછી લોકોને થાય મરકી. પટોપટ મરે ને પછી બાળવા માટેય અમારે કાંઠે જ લાવે. પણ જવા જ દો, નથી કરવી એ વાત.

અમે ડુંગરમાંથી નીકળ્યાં. વનવગડામાંથી રસ્તો કરી આગળ આવ્યાં. સપાટ જમીન ઉપર ખેતરોમાં ગયાં. ગામડાંમાં ગયાં. શહેરમાં ગયાં. પણ જઈ જઈને જવું ક્યાં ? ક્યાંક તો અટકવું જોઈએ કે નહિ ? અમે દોડતાં દોડતાં જઈએ છીએ ને દરિયાને

મળીએ છીએ. અમારાં પાણી એમાં નાખીએ છીએ ને કચરો, ધૂળ, માટી બધું એમાં. એ તો છે મોટો.

એ કાંઈ મેલો નથી થતો.

ને એ કાંઈ સડતો નથી.

એનું પોતાનું રોજનું ઘૂઘૂઘૂ ચાલ્યા કરે છે. કવિ લોકો શું કહે છે તે ખબર છે? ડુંગર અમારું પિયર ને દરિયો અમારું સાસરું. દરિયાને કહે છે અમારો ધણી. એ આમ બોલે છે એટલે અમને તો શરમ આવે છે. અમે કહીએ છીએ, “હં, એવું તે શું?” અને મનમાં મનમાં મલકાઈએ છીએ.

બાકી દરિયાને જઈને મળવું એ મજાનું તો લાગે છે—થાય છે કે પૂરી થઈ મુસાફરી.

પછી રસ્તાની બધી વાત એને કહેવાની. મજા પડી હોય તેય કહેવાની ને દુઃખ પડ્યું હોય તેય કહેવાનું. બાકી દરિયાનો ને અમારો રોજનો એક ઝઘડો. અમે એને કહીએ, ‘ખસ

આઘો, તું ખારો છે, અમને ખારાં ન કર.' એ થોડોક આઘો ખસે અને ફરીથી આવે નાચતો નાચતો, ઊછળતો ઊછળતો ને થૈ થૈ કરતો, અને અમારાં બધાં જ પાણી ખારાં કરી નાખે છે. એ શું કહે છે? કહે છે, 'ફોગટ બડાઈ ન મારો. મોટાં આવ્યાં મીઠાં! તમારે લીધે જ હું ખારો થયો છું. તમે લઈ આવો છો જે તે જ્યાં ત્યાંથી, અને નાખો છો અમારી અંદર. વરસાદને પાણી જોઈએ તે હું જ આપું છું. પણ એ પાણી લે છે—સૂરજ પાસે વરાળ કરાવીને જ લે છે. પોતાના ગોટા ભેળા કરે ને પછી ડુંગર પર લઈ જઈને ધાર કરે. આમ તમે સારું સારું પાણી લઈ જાઓ છો, પણ તમે લાવેલાં તે મીઠું, ચૂનો, કચરો એ બધું મારી અંદર પડયું રહે છે. ખબર છે તમને આ? હું બોલતો નથી એટલે ચડી ગયું તમને અભિમાન!'

આ સાચું હશે? કોને ખબર? અમને તો બાઈ ખબર નથી. ગમે તેમ હોય ને!

અમે મીઠાં ને એ ખારો એટલું તો સાચું ને? કારણ અમે તે હોય ને! અમે તો એને ચીડવશું, "ખારો! ખારો! ખારો!"

એટલે પછી તે આવીને અમને કરી નાખે છે ખારાં, પણ મુખ આગળ જ થોડાં. અમે ઉપર ડુંગર સુધી થોડાં જ ખારાં થઈએ છીએ!

પેલો ભૂગોળશાસ્ત્રી છે ના, તે શું કહે છે એ ખબર છે? ડુંગરમાંથી કે તળાવમાંથી નદી નીકળે તે તેનું મૂળ, અને જ્યાં તે સમુદ્રને મળે તે તેનું મુખ. કોણ જાણે એ શું છે? મૂળ કહો કે મુખ કહો, અમે ડુંગર ઉપરથી નીકળી છીએ એ સાચું, અને સમુદ્રને મળીએ છીએ એ સાચું. ડુંગરની હવા સરસ. સમુદ્રની હવા સરસ. ડુંગર ઉપર મજા ને સમુદ્રમાં પણ મજા.

બસ, વાત થઈ પૂરી ને...



# આંખ ફોડી ને ઘર સળગાવ્યું

મોહન વ. ઠક્કર

અમે જ્યારે કાંઈક લોભમાં કે લાલચમાં પડી કોઈ હરામની ચીજ લેવા જઈએ ત્યારે અમારા દાદા અમને કહેતા, " જોજો પેલા બાવા જેવું ન થાય ! "

અમે પૂછતા, " કયો બાવો ? "

દાદા કહેતા, " એ બાવા વિષે એ લીટી ગવાય છે :

એક લાલચમાં અચરજ ભાળ્યું
આંખ ફોડી ને ઘર સળગાવ્યું.

હરામનો માલ લેવા જતાં બાવાએ પોતાની આંખ ફોડી હતી ને ઘરને સળગાવી દીધું હતું. તમારું પણ એવું ન થાય તેનું ધ્યાન રાખજો."

એક દિવસ અમે બહુ હઠ કરી એટલે દાદાએ અમને એ બાવાની વાર્તા કહી :

એક હતા ભટ્ટજી. એમનું નામ રઘનાથ ભટ્ટ.

એમને જવું હતું જાત્રાએ. જવાનું તો ક્યારનુંયે નક્કી કરી રાખેલું, પણ ગાંઠે બેચાર હજારનો જીવ હતો તેની શી વ્યવસ્થા કરવી એ હજુ સૂઝતું નો'તું. ગામમાં હકમચંદ વાણિયાની આબરૂ જબરી. પણ ભાઈ, વેપારીનો શો ભરોસો? કાલ ઊઠીને ક્યાંક દેવાળું કાઢે તો રઘનાથનું બીચારાનું તો જન્મારો આખો રળી રળીને એકઠું કરેલું બધું એળે જ જાય ને! અને બીજા કોઈનો તો વિશ્વાસે કેમ કરાય?

ઘણા ઘણા વિચારને અંતે એક ઉપાય સૂઝયો—ગામને પાદરે નદીકાંઠે એક શિવાલય

હતું. એના પૂજારી મા'રાજ એમની સચ્ચાઈ ને ભલાઈને માટે ગામ આખામાં પંકાતા. રાતદા'ડો ગાંજો—ચલમ ફૂંકવામાં ને ' બમ્ ભોળા 'ની આહલેક જગાવવામાં મસ્ત રહેતા. આ વૈરાગીને ત્યાં પોતાનો દરદાગીનો સલામત માની રઘનાથ ભટ્ટ નિશ્ચિંત થયા.

જાત્રાએ ઊપડવાને આગલે દા'ડે ભટ્ટ શિવાલયે પહોંચ્યા અને પૂજારીજીને પગે પડી પોતે જાત્રાએથી પાછા ફરે ત્યાં સુધી એમનો આટલો દરદાગીનો સાચવવા વીનવ્યા. પૂજારીજીએ પહેલાં તો ચોખ્ખો નન્નો જ ભણ્યો; કેટલીય કાકલૂદી ને કાલાવાલા કર્યાં ત્યારે માંડ એમણે રઘનાથ ભટ્ટના દાગીના સાચવવાનું કબૂલ્યું. "અચ્છા બચ્ચા, તારો આટલો બધો આગ્રહ છે એટલે લાચાર છું. બાકી તો સૌ સારી પેઠે જાણે છે કે હું પારકા ધનને હાથ સરખોય અડાડતો નથી. તારે જે કંઈ અહીં સાચવવા મૂકવાનું હોય તે બધું તું તારે પોતાને હાથે જ પણે દાટતો જા." કહી એમણે



પોતાના ઓરડાનો એક ખૂણો ચીંધ્યો. પૂજારીજીનો પાડ માનતા, પગે પડતા, રઘનાથ ભટ્ટ નિશ્ચિંત મને જાત્રા કરવા ઊપડયા.

* * *

બે–અઢી વર્ષે ચારે ધામની જાત્રા પતાવી રઘનાથ ભટ્ટ હીમખીમ પોતાને વતન પાછા ફર્યા. આ બે–અઢી વર્ષમાં તો ગામમાં કેટલાય ફેરફાર થઈ ગયેલા. જૂના શિવાલયને આગ લાગી ને એમાં પૂજારીજી શીકે બધુંય તારાજ

થઈ ગયું. એ સાંભળીને રઘનાથ ભટ્ટનો તો જાણે જીવ જ ઊડી ગયો! એ તો આવ્યા તેવા જ સીધા પહોંચ્યા શિવાલયે. ગામલોકોએ જૂના શિવાલયને ઠેકાણે બીજું નવું શિવાલય બંધાવી આપેલું ને એમાં પૂજારીજી પણ કોઈ નવા જ આવ્યા હતા! પણ...પણ જરા બારીકાઇથી જોતાં રઘનાથ ભટ્ટને આ નવા પૂજારીજીનો અણસાર કંઇક જૂના પૂજારીજીને મળતો આવતો લાગ્યો. ભટ્ટે તો જઈને ભક્તિ-ભાવપૂર્વક એમને પ્રણામ કર્યા અને પોતાની જાત્રાની અવનવી વાતો કરતા બેઠા. આ વાતો દરમિયાન ભટ્ટને ખાતરી થઈ ગઈ કે આ નવા પૂજારીજી તે બીજા કોઈ નહિ પણ જૂના શિવાલય સાથે તારાજ થઈ ગયેલા મનાતા જૂના પૂજારી જ છે. હા, એક આંખ ફૂટી ગઇ છે ને ચહેરા પર પણ ઠીક ઠીક ફેરફાર કરી લીધા છે, પણ આ છે તો એ જ! કહો ન કહો પણ વાતમાં નક્કી કંઇ ભેદ છે. ઊઠતાં ઊઠતાં રઘનાથ ભટ્ટે પૂજારીજીને પોતે બે–અઢી વર્ષ પર સાચવવા આપેલા દરદાગીના પાછા આપી

દેવા વિનંતિ કરી જોઈ. પૂજારીજીએ અજાણ્યા થવાનો ઢોંગ આદર્યો, મોં પર આશ્ચર્યના ભાવ લાવી એમણે કહ્યું, " અરે વાહ ! અહીં વળી તારા દાગીના કેવા ને વાત કેવી ? તુંય ઠીક ભાઇ ! બીજું કોઇ ન મળ્યું તે મારા જેવા વૈરાગીને ગળે પડવા આવ્યો ! મને તો અહીં રહ્યે હજુ પૂરા છ મહિનાય નથી થયા ! મારી કને તારા દાગીના ક્યાંથી હોય ? "

રઘનાથ ભટ્ટને હવે વાતની ખૂટતી કડી મળી ગઈ. પોતાના જેવા અનેક ભોળા ભક્ત-જનોએ એમને ત્યાં સાચવવા મૂકેલા દરદાગીના પર પૂજારીજીની નજર બગડી હશે ને એક દિવસ લાગ જોઈ શિવાલયને પોતાને હાથે જ આગ લગાડી બધી માલમત્તા લઈને રાતો-રાત ત્યાંથી પલાયન થઈ ગયા હશે. ઓળખાઇ ન જવાય એ માટે પોતાની એક આંખ ફોડી નાખી, ચહેરામાં થોડા ફેરફાર કરી, ફરી પાછા નવા શિવાલયમાં નવા પૂજારી થઈને આવ્યા હશે—નવા નામ ને નવા સ્વાંગમાં ! આ બગભગતે ગામ આખાને ઠીક મૂરખ

બનાવ્યું ! કોણ જાણે કેટલાયને એમણે આમ જ નવડાવી નાખ્યા હશે ને હજી કેટલાયને નવડાવતા હશે ! પોતે પૂજારીજી કને દાગીનો અનામત મૂકયો ત્યારે કોઇ સાક્ષી હતું નહિ, ને સાક્ષી હોત તોયે શું વળે ! હવે આનો ઉપાયે શો કરવો ?

વિચારોમાં ને વિચારોમાં નંખાઇ ગયેલે મોંએ ભટ્ટે ઘર ભણી પગલાં વાળ્યાં. બજારમાંથી પસાર થતા'તા ત્યાં પેઢીએથી હકમચંદે બોલાવીને ખબરઅંતર પૂછયાં: " કેમ રઘનાથ, આજ આમ સાવ લેવાઇ ગયા લાગો છો ? તબિયત ઠીક છે ને ?" રઘનાથે માંડીને બધી વાત કહી ને પોતાની રામકહાણી પૂરી કરતાં કપાળ ફૂટયું: " આ નસીબ જ ફૂટેલાં શેઠ, બીજું શું ? " શેઠે એમને ધીરજ આપતાં કહ્યું, "ભટ્ટ ! આમ હતાશ શું થઈ ગયા ? તમે જુઓ તો ખરા, કાલ સવારે તમારા દાગીના તમને મળી જશે. એ પૂજારી બચ્ચાને ઠેકાણે ન લાવું તો હું વાણિયાનો દીકરો નહિ."

બીજે દિ' સવારે હકમચંદ રોતા—કકળતા

પહોંચ્યા શિવાલયે, ને પૂજારીના પગે પડી કરગરીને એમને કહેવા લાગ્યા, “મહારાજ! મારો એકનો એક દીકરો અમદાવાદમાં મરવા પડયો છે. છેલ્લી ઘડીઓ ગણાય છે. મારે અબઘડીએ જ ઊપડવું જોઈએ, પણ આ પાંચ–છ લાખનું ઝવેરાત રેઢું મૂકીને કેમ જવાય? બીજા કોઈનો તો આ કળજગમાં વિશ્વાસે કરાય એમ નથી, તમે જ એક મારા ઉપર કૃપા કરી શકો. મારી આ પેટી સાચવવાનું માથે લેતા હો તો હું નિશ્ચિંત થઈને જાઉં... પાછો ફરું તો ઠીક, નહિ તો એ બધું ધરમ-દાનમાં ખરચી નાખજો.” આમ કહેતાં હકમ-ચંદે પૂજારીજીના પગ આગળ એક અકબંધ પટારો મૂકયો.

શેઠ પૂજારીજી આગળ આમ કરગરી રહ્યા હતા એવામાં અગાઉથી ઠેરવી રાખ્યા મુજબ રઘનાથ ભટ્ટે ત્યાં આવી પૂજારીજીને સાચવવા આપેલા દાગીના પાછા માગ્યા. બે–ચાર હજા-રના લોભમાં પાંચ–છ લાખનું ઝવેરાત જતું કરે એવા એ ગાંડા નો’તા, એટલે પૂજારીજીએ

તો તુરત જ રઘનાથ ભટ્ટના બધા દાગીના કાઢી આપ્યા. રઘનાથ તો પોતાના દાગીના મળતાં જ હરખઘેલા નાચતા નાચતા ઘર-ભેળા થઈ ગયા ! પૂજારીજી હકમચંદનો પટારો મંદિરમાં મૂકવા જતા'તા ત્યાં સંકેત પ્રમાણે શેઠના મુનીમજીએ આવીને હાંફતાં હાંફતાં ખબર આપ્યા કે ગણુપતભાઈ અમદાવાદથી સાજાસમા પાછા ફર્યા છે. કોઈ સિદ્ધ યોગી-રાજની જડીબુટ્ટીથી એમને આંખ મીંચીને ઉઘાડતાંમાં જ આરામ થઈ ગયો હતો !

" હેં ! હેં ! સાચ્ચે જ ? " કહેતાં હકમ-ચંદે પટારો મુનીમજીને ભળાવી ત્યાંથી સીધા ઘરભણી દોટ મૂકી.



આ બધો તાલ જોતા બેઠેલા પૂજારીજીના એક ચેલાને તાન ચડયું ને એણે ગાંજાનો એક ઊંડો દમ ઘૂંટી ઘોઘરે સાદે ગાવા ને અભિનય સાથે નાચવા માંડયું. પૂજારીજી છોભીલા તો પડી જ ગયા હતા એટલે એમણે ચેલા પર ખિજવાઈ જઈ કહ્યું:

“ શેઠ નાચે ઘર ગણપત આયા,
ભટ્ટ નાચે ખોયા ધન પાયા;
ચેલા, તું કાં નાચે? ”

ચેલાએ નાચતાં નાચતાં જ એનો જવાબ વાળ્યો :

“ આંખ ફોડી ઔર ઘર ભી જલાયા,
દોનો નફા ગુરુ આપ હી પાયા.

શેઠને ને ભટ્ટને તો અકેક નફો જ થયો, પણ ગુરુદેવ, આપ તો એવા નસીબદાર કે આપને બે નફા થયા. એક સાથે બે: આંખ ફૂટી ને ઘર સળગ્યું !! ” ને આમ બોલી ચલમનો એક વધુ ઊંડો દમ ઘૂંટી ચેલાએ ફરી નાચવા ને ગાવા માંડયું.

આવો ઢેઢ ફજેતો થયા પછી પૂજારીજીથી આ ગામમાં એક ઘડીભરે શાનું ઊભું રહે-વાય ? એમણે તો એ ને એ ઘડીએ જ પહેરેલે કપડે ત્યાંથી ઉચાળા ભર્યા.

પૂજારીજી આમ, કોઈને કશું કીધા વગર, એકાએક ગામ છોડીને ક્યાં અલોપ થઈ ગયા એનું ગામના બીજા બધા લોકોને અચરજ ભલે થતું—હકમચંદ શેઠ ને રઘનાથ ભટ્ટનું તો એથી પેટનું પાણીય નથી હલતું !

આ લાલચુ બાવા વિષે ત્યારથી ગુજ-રાતમાં આવી લીટીઓ ગવાય છે—

એક લાલચમાં અચરજ ભાળ્યું,
આંખ ફોડી ને ઘર સળગાવ્યું.



# આનું નામ તે રાજા !

શ્રી. સોમાભાઈ ભાવસાર

એક હતો રાજા. એને એક કુંવર. એક તો રાજા અને એકનો એક કુંવર એટલે પછી તો પૂછવાનું જ શું! કુંવર ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે એમ દાસ–દાસીઓના હાથમાં જ રહ્યા કરે. કુંવરને એ જરી પણ ગમે નહિ, પણ શું કરે ?

રોજ સાંજે કુંવર ગામ બહાર ફરવા જતો, સાવ એકલો ! કોઈ સાથે વાત કરનાર નહિ, કોઇ ગમ્મત કરનાર નહિ. કોઈ જ

નહિ. સાથે નોકર હોય પણ કુંવર એની સાથે શી વાતો કરે ? શું ગમ્મત કરે ? રાજમહેલ તો કુંવરને મન પાંજરા જેવો થઈ ગયો. કુંવર એમાં મૂંઝાવા લાગ્યો.

કુંવરનું આટલું લાલનપાલન થાય છે છતાં કેમ સુકાય છે ? એક દિવસ રાજાએ કુંવરને બોલાવ્યો અને પૂછયું, “ કાં બેટા, તું દૂબળો કાં પડી ગયો ? ”

કુંવર બોલ્યો, “ બાપુજી, રાજમહેલમાં મને ગમતું નથી. અહીં મારી સાથે કોઈ વાત કરનાર નહિ, ગમ્મત કરનાર નહિ, પછી કેવી રીતે ગમે ? ”

કુંવરની વાત રાજાને બરોબર લાગી. બીજા દિવસથી રાજાએ રાજમહેલની પાસે કુંવરને માટે એક શાળા કાઢી અને એમાં ગામનાં સારાં સારાં કુટુંબોનાં બાળકો પણ ભણવા આવે એવી ગોઠવણ કરી.

આમ થવાથી કુંવરને તો જે જોઈતું હતું

તે મળી ગયું. નવા સોબતીઓ મળી જવાથી કુંવરનો વખત હવે જલદીથી જાય છે અને એને ખૂબ મજા પડે છે. કુંવર હવે હિજરાતો નથી કે મૂંઝાતો નથી એ જાણી રાજાને પણ આનંદ થયો.

કુંવરની નિશાળમાં ઘણાં બાળકો આવતાં હતાં. એમાં એક પંડિતનો છોકરો હતો. એ ઘણો ચતુર અને ચકોર હતો. કુંવરને એની સાથે સારું ગોઠી ગયું હતું.

એક વખત શિક્ષકે બધાં બાળકોને "મોટાં થઈને તમે શું કરશો?" એ સવાલ પૂછ્યો. એક પછી એક બાળકે પોતાને ગમે એવો ઉત્તર આપ્યો. એવામાં પેલા પંડિતના છોકરાનો વારો આવ્યો. એ બોલ્યો :

"હું મોટો થઈશ તો સૌથી પહેલાં આપણા આ રાજાને ઉઠાડી મૂકીશ અને નવો રાજા બેસાડીશ."

છોકરાનું આવું બોલવું સાંભળી શિક્ષક

અચંબો પામ્યા. એમને થયું, આ છોકરાને વળી આ શું ભૂત ભરાયું ! મજાકમાં તો નથી બોલતો ને ? એટલે છોકરા તરફ જોઈ બોલ્યા :

" રાજાની નિશાળમાં ભણીને રાજાને જ ઉઠાડી મૂકવાનું કામ કરીશ ? "

" હા, હા, ગુરુજી ! " છોકરો બોલ્યો: " આપણે ભૂખે મરીએ અને રાજા સારીસારી વાનગીઓ જમે ! આપણને પહેરવા પૂરાં કપડાં પણ ન હોય અને રાજાને કપડાંનો પાર ન હોય ! આપણે ગામ બહાર પણ ફરવા ન નીકળીએ અને રાજા કાશ્મીરની કુંજોમાં મોજ માણે ! એ બધું કેમ ચાલે ? અમારે તો એવો રાજા જોઈએ જે અમારા જેવો હોય, અમારી જેમ રહે, અમારી જેમ ખાય–પીએ, અને અમારી જેમ જ મજા કરે. "

છોકરાનું બોલવું સાંભળી શિક્ષક સડક થઈ ગયા. એ ન બોલ્યા કે ચાલ્યા. છોકરો બેસી ગયો. વારો આવતો ગયો તેમ છોકરાઓ

બોલતા ગયા. છેવટે કુંવરનો વારો આવ્યો. કુંવર બોલ્યો : " પંડિતના છોકરે કહ્યું તેવો રાજા થઈશ અને એને મારો પ્રધાન બનાવીશ."



આ સાંભળી બધાં બાળકો હસી પડયાં. ન હસ્યા માત્ર કુંવર ને પંડિતજીનો છોકરો.

તે દિવસે શિક્ષક રાજાજીને મળ્યો ને આ સંવાદ સંભળાવ્યો. રાજાજી આ સંવાદ સાંભળી હસી પડયા ને બોલ્યા, " છોકરાય ઠીક આનંદ કરતા લાગે છે. વાંધો નહિ, એ તો એ પંડિતના છોકરાને કાલથી શાળામાં નહિ આવવા દઈએ એટલે પછી કાંઈ રહેશે નહિ."

બીજા દિવસથી કુંવરની નિશાળમાં પંડિ-તના છોકરાને આવવાની બંધી થઈ. આખા

ગામમાં હોહા થઈ ગઈ. શેરીએ શેરીએ, ફળિયે ફળિયે અને ઘરે ઘરે આ વાત ચર્ચાવા લાગી. લોકોનાં દિલમાં પંડિતનો છોકરો વસી ગયો. ઘરે ઘરે એનું નામ થઈ ગયું. લોકો પંડિતજીની પાસે આવી એનાં વખાણ કરવા લાગ્યા અને છોકરાને કોઈ મોટા શહેરમાં ભણવા મોકલો એમ કહેવા લાગ્યા.

પણ છોકરાને શહેરમાં ભણવા મોકલવા પૈસા ક્યાંથી લાવવા ? પંડિતજી રાજના રાજગુરુ હતા. રાજ તરફથી એમને વર્ષાસન મળતું એમાંથી એમનું ગુજરાન ચાલતું. પણ છોકરે આ પરાક્રમ કર્યું એટલે રાજાએ તો વર્ષાસન પણ બંધ કર્યું. પંડિતજીને ઘરના ગુજરાનનો સવાલ હતો ત્યાં છોકરાને શહેરમાં ભણવા કેવી રીતે મોકલે ?

લોકોએ પંડિતજીને આશ્વાસન આપ્યું ને પૈસાની મદદ કરી. પંડિતજીએ છોકરાને શહેરમાં ભણવા મોકલ્યો. છોકરો તો શહેરમાં ગયો અને ભણવા લાગ્યો.

* * *

એક દિવસ છોકરો શહેરના બાગમાં ફરવા ગયો હતો ત્યાં કુંવરનો ભેટો થઈ ગયો. પંડિતના છોકરાને જોઈને કુંવર તો એને



ભેટી પડયો. કુંવરની સાથેના માણસોએ કુંવરને વારવા પ્રયત્ન કર્યો પણ કુંવરે એમને ધુતકારી કાઢયા. કુંવર ને પંડિતનો છોકરો તો નિરાંતે બેઠા ને પેટ ભરીને વાતો કરી.

સાંજ પડી. કુંવર ને પંડિતનો છોકરો પોતાના રહેઠાણુ તરફ જવા ઊપડયા, એવામાં એક બનાવ બન્યો. સડસડાટ કરતી એક મોટર આવી અને એક ચીંથરેહાલ બાળક એની અડફટમાં આવી ગયું. મોટરની અડ-

ફટમાં આવી જવાથી બાળક તો બેભાન થઈ ગયું. એ જોતાં જ રાજાનો કુંવર ને પંડિતનો છોકરો ત્યાં જઈ પહોંચ્યા અને એની સારવાર કરવા લાગ્યા. થોડી વારે છોકરાને ભાન આવ્યું એટલે એના ઘરનું ઠેકાણું પૂછ્યું અને બંને જણુ એને ઘરે મૂકવા ગયા.

એકબીજાને અડોઅડ સામસામી ઓરડી-વાળી એક ચાલી હતી ત્યાં બંને આવી પહોંચ્યા. ચાલમાં ગંદકીનો પાર નહોતો.

ગંધ એવી આવતી હતી કે માથું ફાટી જાય. રાજાના કુંવરને થયું કે આમાં લોકોથી કેમ રહેવાતું હશે !

પંડિતનો છોકરો બોલ્યો, “ જોઈ કુંવર સાહેબ આ લોકોની રહેવાની જગા ? છે એકાદ તસુનીય ખાલી જગા ? આ એક બાજુ રસોડું, બીજી બાજુ સૂવાનું, ત્રીજી બાજુ કપડાં ને વાસણ મૂકવાનું, ને ચોથી બાજુ આવ્યું બારણું.”

રાજાનો કુંવર બોલ્યો, "આ લોકો બીચારાં કેમ રહી શકતાં હશે!"

પંડિતનો છોકરો બોલ્યો, "બીચારાં વહેલી સવારમાં ઊઠીને મિલમાં જાય તે સાંજ પડયે આવે. આખો દા'ડો મિલના સંચા સાથે માથાકૂટ અને સાંજે રહેવાનું આવી જગામાં."

રાજાનો કુંવર બોલ્યો, "મને તો આ લોકોની દયા આવે છે, ને ખરેખર એમ થાય છે કે કાંઈક કરવું જોઈએ."

"કાંઈક કરવાની વાત તો દૂર રહી, પણ એમની મહેનતના પ્રમાણમાં એમને અપાય તોય સારું. એમને તો એમ પણ થતું નથી. એમને તો બીચારાંને કામ કરે કો'ક ને રળે બીજા એના જેવું થાય છે. કામ કરી કરીને મરી જાય છે એ, ને મોટરમાં ફરે છે પેલા શેઠિયાઓ—જેમની અડફટમાં પાછાં એમનાં બાળકો આવી જાય. કહો, હવે છે કાંઈ બાકી?"

રાજાનો કુંવર કાંઈ બોલ્યો નહિ. બંને

જણુ ચાલતાં ચાલતાં પેલા બાળકના ઘર પાસે આવ્યા અને એને એનાં માબાપને સોંપી પોતાના રહેઠાણે ગયા. એ દિવસે રાતે રાજાના કુંવરના મનમાં આ જ સવાલ ઊઠવા લાગ્યા અને સ્વપ્નાં પણ એનાં જ આવવા લાગ્યાં.

* * *

એક દિવસ છાપામાં વાત આવી કે રાજાના કુંવરના રાજમાં દુકાળ પડ્યો છે ને લોકો દુઃખમાં આવી પડયાં છે. લોકો પાસે ખાવાનું રહ્યું નથી અને બાળકો ભૂખે મરે છે. જ્યાં લોકની જ આવી દશા હોય ત્યાં ઢોર–ઢાંખરની તો વાત જ શી ! બીચારાં ઢોરોનાં તો મુડદે મુડદાં ખડકાયે જાય છે, પણ રાજાને તો એની પડી નથી. એ તો એના મોજ-શોખમાં ગુલતાન છે અને ઉનાળામાં સહેલે જવાની તૈયારી કરે છે.

આ વાત વાંચી પંડિતનો છોકરો રાજાના કુંવર પાસે પહોંચ્યો ને બધી વાત કરી. પંડિતના છોકરાની વાત સાંભળી કુંવરે કહ્યું,

"તારી વાત સાચી છે, મને પણ લાગે છે, પણ હું શું કરું ? રાજાજી કંઈ મારું માને ?"

પંડિતનો છોકરો બોલ્યો, " આમ શું બોલો છો કુંવર સાહેબ? આવે વખતે તો તમારે પ્રજાની પડખે રહેવું જોઈએ ને રાજની તિજોરી ખુલ્લી મૂકી દેવી જોઈએ."

" પણ હું તો હજી નાનો છું, કુંવર કહેવાઉં. રાજાજી શેના મને તિજોરીએ અડવા દે!"

" તો બીજું કાંઈ નહિ તો આટલું તો જરૂર કરો, કુંવર સાહેબ! તમે રાજાજીને જઈને મળો ને લોકોને મદદ કરે એવું કહો."

રાજાના કુંવરે જઈને રાજાજીને વાત કરી, પણ રાજા કાંઈ કુંવરની વાત માને કે? એમણે કુંવરની વાતને હસી કાઢી.

બીજી બાજુ દિવસે દિવસે સ્થિતિ બગડતી ગઈ ને લોકો મરવાની અણી ઉપર આવી પહોંચ્યાં. પંડિતના છોકરાથી આ સહન થયું નહિ. એ તો જલદી જલદી ગામ પહોંચી

ગયો ને બીજા દિવસથી છોકરાંનાં ટોળાં ભેગાં કરી રાજમહેલની સામે જઇને ' અમને મદદ કરો ' એવી બૂમો પડાવા લાગ્યો.

વાત તો વધતી ચાલી. જેમની પાસે થોડોઘણો દાણોદૂણી હતો તે પણ ખાલી થઈ ગયો. રાજમાં સૌ સરખાં થઈ ગયાં. લોકોએ રાજાની સામે બળવો પોકાર્યો અને રાજમહેલની સામે ટોળેટોળાં વળી તેઓ એકઠાં થવા લાગ્યાં.

રાજાજીને થયું કે આ પંડિતના છોકરાનાં બધાં કારસ્તાન છે, એટલે એને પકડી કેદમાં પૂર્યો. પણ એથી તો ઊલટી વાત વધી અને લોકોમાં વધુ જોર આવ્યું. લોકો રાજમહેલને ઘેરી વળ્યાં અને ' પંડિતના છોકરાને છોડો ! છોડો ! ' એવી બૂમો પાડવા લાગ્યાં.

રાજાજીએ સિપાઈઓને લોકોને હઠાવવા હુકમ કર્યો, પણ સિપાઈઓ કોને હઠાવે ? લોકોમાં જ કોઈ એમના ભાઈ હતા, કોઈ

દીકરા હતા, કોઈ ભત્રીજા હતા. સિપાઈઓએ કંઈ કર્યું નહિ એટલે રાજાના હાથ હેઠા પડયા. એ મૂંઝાઈ ગયો. એ તકનો લાભ લઈને લોકો રાજમહેલની અંદર ઘૂસી ગયાં અને રાજાને બહાર ઘસડી લાવ્યાં. બીચારા રાજાના તો એવા હાલહવાલ થઈ ગયા કે વાત ના પૂછો.

કુંવરને આ વાતની જાણ થઈ એટલે તરત આવી પહોંચ્યો. એણે આવીને પહેલું કામ પંડિતના છોકરાને જેલમાંથી છોડાવવાનું કર્યું અને બીજું રાજની તિજોરીમાં જે કાંઈ પૈસા હતા તેનું અનાજ મંગાવી લોકોમાં વહેંચવાનું કર્યું. લોકોમાં કુંવરની વાહ વાહ થવા લાગી અને જેને તેને મોઢે આ જ શબ્દો સંભળાવા લાગ્યા કે, 'આનું નામ તે રાજા!'

કુંવર ગાદીએ બેઠો અને પેલા પંડિતના છોકરાને એનો પ્રધાન બનાવ્યો.



# જંગલનું વેર

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

પોષ માસ હતો. ટાઢ કડકડીને પડતી હતી, તેમાં વળી અમે જંગલમાં રહેતા હતા. ઝાડને વીંધી પવન સર્ ર્ ર્ વાતો હતો, એટલે ટાઢની તો વાત જ શી કરવી! ભીલલોકોએ તંબૂ પાસે તાપણી કરી હતી. અમે બધા તાપણી પાસે બેસી અલકમલકની વાતો કરતા હતા.

એવામાં ફૂ! ફૂ! ફૂ! એવો ઘેરો અવાજ અમારા સાંભળવામાં આવ્યો. રતનો ભીલ

સતેજ થયો. તેણે અવાજ ભણી કાન માંડયા અને બોલ્યો, 'એરુનો અવાજ છે.'

અમે ખુરસી પરથી ઊભા થઈ ગયા. મારા એક મિત્રે હાથમાં બૅટરી લીધી, બીજો તંબુમાં જઇ લાઠી લઈ આવ્યો અને હું તમંચો લઈ તૈયાર થયો. પછી અવાજની દિશા ભણી આંખો ફાડી અમે જોઈ રહ્યા.



થોડી વારમાં એક સાપ અમારા ભણી દોડતો આવતો જણાયો—ખાસ્સો છ-સાત ફૂટ લાંબો કાળો ભમ્મર સાપ. પીઠ ઉપર ધોળા પટ્ટા. ભોંય પરથી માથું ઊંચું કરે, લબાક લબાક જીભ બહાર ફેંકે, ચારે બાજુ

માથું ફેરવે, હાંફળોફાંફળો દોડે ને ફૂ! ફૂ! ફૂ! અવાજ કરે.

સાપ પવિત્ર જીવ ગણાય છે. તેને મારવાની મારી હિંમત તો ન ચાલી. પણ મારા મિત્ર જાતે ગોવાનીઝ હતા. એ અઠંગ શિકારી હતા. તેમણે તો બૅટરીનું તેજ સાપ ભણી ફેંક્યું ને લાઠી લઈ તેને મારવા દોડ્યા. ત્યાં રતનો બોલ્યો, ' હાં હાં, સા'બ, રે'વા દો. બીચારો ગભરાયેલો છે. તેને ના મારો. '

મને ક્રોધ ચઢ્યો, ' ત્યારે તું એને પાળ.' મેં રતનાને કહ્યું.

રતનો કહે, ' સા'બ, એ શત્રુથી બીનો છે માટે આપણે એને રક્ષણ આપીએ. એનો શત્રુ તો જોવા લાયક હશે. '

આટલી વારમાં સાપ અમારી નજદીક આવી પહોંચ્યો. મારા મિત્ર તો લાઠી ઉગામવા તૈયાર હતા, પણ મેં એમને વાર્યા.

સાપ તાપણી પાસે ગૂંચળું વાળી બેઠો.

અમારા ભણી દયામણી નજરે તે જોવા લાગ્યો—જાણે કે અમારી દયા ના માગતો હોય !



રતનો ભીલ એક ટોપલો લઈ આવ્યો ને સાપ ઉપર ઊંધો વાળ્યો. ટોપલાની કિનાર ઉપર ધૂળ દાબી.

રતનો જંગલનો રહેવાસી. તેને જંગલનાં પ્રાણીઓનો ખરેખરો પરિચય હતો. સિંહથી એ ડરે નહિ, એને એ કૂતરો કહી હસી કાઢે. મેં રતનાને આ સાપની જાત વિષે પૂછયું.

રતનો બોલ્યો, 'આ સાપનું નામ ખડ-ચીતળો છે. સ્વભાવે શાણો, ગરીબ ગાય જેવો.

તેને માણુસનો સહવાસ બહુ ગમે. છંછેડાય ત્યારે કરડે. એ ઝેરી તો નાગ કરતાંયે વધારે છે, જેને કરડે તે પાણી પીવાયે ના જીવે.'

રતનો વાત કરતો હતો, પણ એની નજર સાપ આવ્યો તે દિશામાં હતી. વાત કરતાં તે બોલી ઊઠ્યો, "જુઓ સા'બ, સાપનો શત્રુ આવ્યો.'

અમે તો ધારેલું કે શત્રુ તો મોટું પ્રાણી હશે, પણ ના ના, સાપના લિસોટા ઉપર ચકલા જેવો મોટો વીંછી દોડ્યો આવતો હતો. તેની પીઠ ઉપર એક નાનકડો વીંછી હતો– જાણે કે કોઈ રાજા-મહારાજા હાથી ઉપર સવાર ના થયા હોય! નાનો વીંછી કેવોક હતો! કાળો કાળો મેશ!

ટોપલા નજદીક વીંછી અટક્યો. નાનો વીંછી પીઠ ઉપરથી નીચે ઊતર્યો. એ ટોપલા પર ચઢ્યો. ઉપર બેત્રણ વાર ગોળ ગોળ ફર્યો. છેવટે એણે એક જગ્યા નક્કી કરી ત્યાં ડંખ માર્યો. બસ, કામ ખલાસ થયું. તરત જ

મોટા વીંછીની પીઠ ઉપર તે સવાર થયો ને મોટો વીંછી એને લઈ ચાલ્યો.

રતનાએ કહ્યું, " સાપ મરી ગયો. "

અમે આશ્ચર્ય પામ્યા. અમારાથી ' હેં !' એવું બોલી જવાયું. રતનાએ ટોપલો ઊંચો કર્યો અને જોયું તો સાપ મરેલો નજરે પડ્યો !

રતનો કહે, " આ તો જંગલના વીંછી, બહુ દંશીલા હોય અને ભારે ઝેરીલા. પથ્થર ઉપર ડંખ મારે તો તેને ઝેર બનાવી દે. કહે છે કે સોમલ–ઝેર આવી રીતે જ બને છે.



# શં ખ પુ ર

**શ્રી. મોંઘીબેન**

બે રાજકુમાર હતા. મોટાનું નામ ઝલકકુમાર ને નાનાનું નામ ઝિલીકકુમાર. મોટો કુમાર બહુ ક્રોધી હતો. તેની પાસે જવાની કોઈની હિંમત ચાલતી નહિ—જાણે અગ્નિની જાળ. નાનો કુમાર શાંત અને ગંભીર હતો, બધાની સાથે એ એકદમ મળી જતો.

ઝલકકુમારને માછલાં પકડવાનો બહુ શોખ હતો અને ઝિલીકકુમારને શિકાર કરવાનો બહુ શોખ હતો. બંને ભાઈઓ પોત-

પોતાના કામમાં એક્કા હતા. મોટા કુમારની જાળ સમુદ્રમાં પડતાં જાણે આખો સમુદ્ર સુકાઇ જતો અને સમુદ્ર પોતે આવીને તેની જાળમાં માછલાં પકડાવી દેતો.



નાના કુમારનું તીર તો જાણે વીજળીનો ચમકાર! તેની તરવાર તો જાણે ઇંદ્રનું વજ્ર! આકાશનાં પક્ષીઓ અને વનના વાઘ, સિંહ— તેના બળથી કોઈ બચી શકતું નહિ.

રાજા અને રાણી નાના કુમાર ઉપર બહુ પ્રેમ રાખતાં તેથી મોટો કુમાર નાના ભાઈ ઉપર બહુ ગુસ્સે રહેતો.

નાનો કુમાર રોજ મોટા કુમારની ગાળો ખાય, માર ખાય, તોય કાંઈ બોલે નહિ.

ઊલટો મોટાભાઈનો હાથ પકડી હસતો હસતો કહે, "મોટાભાઈ, ગુસ્સે શું કામ થાઓ છો ? માફ કરો."

મોટો કુમાર રોજ રોજ મોટાં માછલાં પકડે તે જોઈ નાના કુમારને એક દિવસ માછલાં પકડવાનું મન થયું. તેણે જઈને મોટા કુમારને કહ્યું, "મોટાભાઇ, વનનાં પશુઓ મારી મારીને હવે મને કંટાળો આવે છે. આજે મને માછલાં પકડવાનો શોખ થયો છે. તમારી જાળ અને કાંટો આપો ને, મોટાભાઈ!"

નાના કુમારની આ વાત સાંભળી મોટો કુમાર ખૂબ ખિજાઈને બોલ્યો, "જા જા, તું તે શું માછલાં પકડતો હતો! મારી જાળ ખરાબ કરી નાખે તો પછી મારે શું કરવું ?"

નાના કુમારે મોટા કુમારને ઘણી વિનતિ કરી. કોણ જાણે કેમ, આજ નાના કુમારની વિનતિથી મોટા કુમારનું વજ્ર જેવું હૃદય પીગળ્યું.

તેણે નાના કુમારને માછલાં પકડવાની જાળ અને કાંટો આપ્યાં.

ઝિલીકકુમાર જાળ અને કાંટો લઈ સમુદ્ર-કિનારે માછલાં પકડવા ગયો. સમુદ્રમાં જાળ નાખી ઝિલીકકુમાર જાળ સામે નજર રાખી બેઠો છે અને ખાવાનું નાખે છે. માછલાંઓ ખાવાની વાસથી ઉપર આવે છે ખરાં, પણ કોણ જાણે કેમ, એકેય માછલું ખાવાનું મોઢામાં લેતું નથી. જોતજોતાંમાં બપોર થઈ ગયો—ખરો મધ્યાહ્ન થયો. તડકો સખત પડવા લાગ્યો. તડકાથી ઝિલીકકુમારનું લોહી પણ ગરમ થઈ ગયું. રાજમહેલમાંથી ઘણી વાર માણસો તેડવા આવ્યા. જમવાનો વખત પણ વીતી ગયો તોપણ ઝિલીકકુમાર ઘેર આવ્યો નહિ. જેટલા તેડવા આવ્યા તે બધાને નાના કુમારે પાછા કાઢ્યા અને કહ્યું કે, "જયાં સુધી એક



પણ માછલું ન પકડાય ત્યાં સુધી મારે અન્ન-પાણી હરામ છે.” રાજાએ તેડાં મોકલ્યાં, રાણીએ મોકલ્યાં તોપણ ઝિલીકકુમાર ઊઠ્યો નહિ, જાળ હાથમાં પકડી બેસી રહ્યો. બપોર પણ વીત્યો. સંધ્યા થઈ ગઇ. બધે અંધારું ઘોર થઈ ગયું તોપણ ઝિલીકકુમાર ઊઠ્યો નહિ.

આ વખતે એકદમ એક માછલું જાળ સાથે અથડાયું. નાનો કુમાર જાળને મજબૂત રીતે પકડીને બેઠો. બરાબર સમય જોઈ રાજ-કુમારે જાળ તાણી, પણ તેણે જ્યાં જાળને આંચકો માર્યો ત્યાં માછલાએ પણ પૂંછડીનો ઝપાટો માર્યો અને જાળમાંથી છૂટી જઈ કાંટો લઈને એ છટકી ગયું.

નાનો કુમાર મોડી રાતે ઘેર આવ્યો.

આટલી રાતે નાના કુમારને ખાલી હાથે પાછો આવેલો જોઈ મોટા કુમારે કહ્યું, “લાવ મારી જાળ ને કાંટો, માછલાં પકડવાં એ શું તારું કામ છે? મોટો મૂરખો!”

મોટા કુમારે જાળ હાથમાં લીધી. કાંટો

ન જોયો એટલે એના ગુસ્સાનો પાર ન રહ્યો. તે બોલ્યો, "કયાં છે મારો કાંટો? લાવ, ગમે ત્યાંથી લાવી દે, નહિતર આજ તું નહિ કે હું નહિ."

આખો દિવસ કાંઈ ખાધુંપીધું ન હતું, તેમાંય વળી એકેય માછલું ન પકડાયું તેની પણ દિલગીરી હતી, તેમાં મોટા કુમારનાં આવાં વચનો સાંભળી તેને પણ ગુસ્સો ચડયો. તેણે પોતાની તરવાર હાથમાં લઈ ભાંગી નાખી અને તેના પાંચ છ કાંટા બનાવી મોટા કુમારને દેવા ગયો.

મોટા કુમારનો ગુસ્સો કાંઈ મોળો પડયો નહિ. તે તો વધારે ખિજાયો. નાના કુમારને ગાલે એક થપાટ મારી તે બોલ્યો, "મારે પાંચ-છ કાંટા નથી જોઈતા, મારો કાંટો લાવ."

મોટા કુમારને ખૂબ ગુસ્સો ચડયો. તેણે નાના કુમારને માર્યો તોપણ નાનો કુમાર કાંઈ ન બોલ્યો કે ગુસ્સે થયો. તેણે મોટા ભાઈને રીઝવવા પાંચ–છ ને બદલે એક હજાર

કાંટા તૈયાર કર્યા ને મોટા કુમારને કહ્યું, "મોટા-ભાઈ, તમારે પગે પડું. મારા ઉપર ગુસ્સો ન કરો. આ લ્યો તમારા માટે એક હજાર સરસ કાંટા બનાવ્યા છે."

મોટો કુમાર તે ફેંકી દઈ બોલ્યો, "એ મારે ન જોઈએ. મારો કાંટો જે ખોઈ નાખ્યો છે તે લાવી દે."

બીચારો નાનો કુમાર મૂંઝાયો. હવે શું કરવું ? સમુદ્રનું કયું માછલું તે કાંટો લઈ ગયું હશે અને પાર વિનાના સમુદ્રમાં તે માછલું ક્યાં હશે તેની ખબર પડ્યા વિના તે ક્યાંથી કાંટો લાવી આપે !

રોજ તે મોટા કુમારની ગાળો ખાય, માર ખાય. તેનો શિકારનો શોખ પણ ઓછો થઈ ગયો. તે આખો દિવસ ઉદાસ રહેવા લાગ્યો.

એક દિવસ મોટા કુમારે ખૂબ ધમકાવ્યો. નાના કુમારને બહુ ખોટું લાગ્યું. દુઃખથી તેનું હૃદય ચિરાવા લાગ્યું. તે સમુદ્રકિનારે, જ્યાં

કોઈ માનવીનું જણ્યું ન હતું ત્યાં, જઈ રોવા લાગ્યો. આ વખતે કોણ જાણે ક્યાંથી એક સંન્યાસી તેની સામે આવી ઊભો રહ્યો. ઝિલીકકુમારની હડપચી પકડી તે ઘણા હેતથી બોલ્યો, “ રાજકુમાર, કેમ રડે છે ? શું થયું છે ?”

ઝિલીકકુમારે બધી વાત કહી, “મોટાભાઈ તો ખોવાયેલો કાંટો જ માગે છે, હું તે ક્યાંથી લાવી દઉં ? ”

સંન્યાસી કહે, “આવ, હું તને રસ્તો દેખાડું.” એમ કહી તેને સાથે લઈ એ એક હોડી પાસે આવ્યો.

સંન્યાસી કહે, “રાજકુમાર, આ હોડીમાં બેસ. કાંઈ બીક રાખીશ નહિ. સમુદ્ર અત્યારે ઘણો શાંત છે. ઘણા સુખથી જઈ શકીશ. આ ઉત્તર તરફ બરાબર ચાલ્યો જજે. જતાં જતાં તું જોઈશ તો બરાબર સામે શંખલાંથી બાંધેલો એક મહેલ દેખાશે. તે ઠેકાણે આ સમુદ્રનો રાજા શંખરાજ રહે છે. શંખપુરની સામે એક કૂવો છે. તેની પાસે એક મોટું

મોતીનું ઝાડ છે. તેની ઉપર ચડી બેસજે એટલે તારા મનની ઇચ્છા પૂરી થશે."

ઝિલીકકુમારે સંન્યાસીના કહેવા પ્રમાણે કર્યું. તેણે કહ્યું હતું તે પ્રમાણે બધું તેણે જોયું. થોડે દૂર ગયો ત્યાં તેને શંખપુર દેખાવા લાગ્યું. તેની સામે કૂવો હતો અને પાસે જ ઝાડ હતું.

હોડીમાંથી જલદી ઊતરી ઝિલીકકુમાર તે ઝાડ ઉપર ચડીને બેઠો. કેટલોક વખત એમ ચાલ્યો ગયો.

ત્યાંની રાજકન્યાનું નામ મુક્તકેશી હતું. તેની દાસીઓ સોનાનાં બેડાં લઈ કૂવા ઉપર પાણી ભરવા આવી. આવીને જુએ તો કૂવાના શુદ્ધ સ્ફટિક જેવા જળમાં કોઈની છાયા દેખાણી. કોની છાયા છે એ જોવા ખાતર આડુંઅવળું, ઊંચેનીચે જોયું, તો ઝાડ ઉપર એક રૂપરૂપના અવતાર જેવા રાજકુમારને તેમણે જોયો.

રાજકુમારે દાસીઓને કહ્યું, “ મને બહુ તરસ લાગી છે. તમે થોડુંક પાણી પાશો ?”

એક દાસીએ સોનાના ઘડાથી કૂવામાંથી પાણી કાઢી એક સોનાના કળશામાં ઝિલીક-કુમારને આપ્યું.

ઝિલીકકુમારે એક હાથે તે કળશો હાથમાં લીધો અને બીજે હાથે પોતાના ગળાની મોતીની માળા તોડી તેમાંથી એક મોટું મોતી તે કળશામાં નાખી કળશો પાછો આપ્યો.

દાસીઓ મોતી સહિત તે કળશો રાજ-કન્યા પાસે લાવી.

રાજકન્યા તે મોતી જોઈ બોલી, “આ મોતી ક્યાંથી લાવી? કોની માળામાંથી લાવી? આમાં માણસની વાસ આવે છે. સમુદ્રની વચ્ચે રહેલા આ સ્થળમાં માણસ ક્યાંથી આવ્યું ?”

દાસીઓએ કહ્યું, “અમે કૂવા ઉપર પાણી ભરવા ગયાં હતાં. કૂવામાં કોઈની છાયા દેખાઈ.

અમને થયું કે આ છાયા તે કોની ? તપાસ કરતાં કૂવા પાસેના ઝાડ ઉપર એક રાજકુમાર બેઠો હતો. સોનેરી એવો વાન હતો. હીરાની કણી જેવા એના દાંત હતા. કાળા ભમ્મર જેવા એના વાળ હતા. પરવાળાં જેવા હોઠ અને શંખલાં જેવા નખ હતા. તેણે અમારી પાસે પાણી માગ્યું. અમે તેને પાણી આપ્યું, પણ તેણે પીધું નહિ ને તેની ડોકની માળા તોડી આ મોતી અંદર નાખી કળશો અમને તેણે પાછો આપ્યો."

મુક્તકેશી રાજકન્યાએ દાસીઓને કહ્યું, "ચાલ, મને ત્યાં લઈ જા. જોઉં તો, કેવોક એ રાજકુમાર છે!" મુક્તકેશી દરવાજાના બારણાની પાછળ ઊભી રહીને આશ્ચર્યથી ઝિલીકકુમારને જોવા લાગી. મુક્તકેશીના ત્યાં આવવાથી ત્યાં એક જાતનો પ્રકાશ થઈ ગયો. પ્રકાશનાં કિરણો ઝિલીકકુમાર ઉપર પડવાથી તે ચમકી ગયો. તેણે દરવાજા સામે જોયું. ચારે આંખ ભેળી થઈ. મુક્તકેશી શરમાઈને ત્યાંથી દૂર ખસી

ગઈ, સાથે સાથે રાજકુમાર ઉપર પડતો પ્રકાશ પણ લેતી ગઈ. ગઈ તો ખરી પણ રાજકુમારનું તેજ લેતી ગઈ. તેનું મુખ મલીન થઈ ગયું.

શંખરાજ પાસે ખબર ગયા કે મનુષ્યના દેશમાંથી એક રાજકુમાર આવ્યો છે. શંખરાજે તુરત જ તેને સન્માનથી પોતાના મહેલમાં બોલાવ્યો. મખમલથી પણ વિશેષ કોમળ કમળના આસન ઉપર એને બેસાડયો. સારું સારું ખાવાનું આપ્યું અને હંસના ઈંડા જેવડી મોતીની માળ ઝિલીકકુમારને ભેટ દીધી.

ઝિલીકકુમારને જોયો ત્યારથી રાજકન્યાને કોણ જાણે શું યે થઈ ગયું. ખાય–પીએ નહિ, છાનીમાની આખો દિવસ બેસીને વિચાર કર્યા કરે. મત્સ્યરાણીને આ એક જ દીકરી હતી. તેને બહુ ચિંતા થવા લાગી. કેટલાય હકીમ આવ્યા, વૈદ આવ્યા, પણ એને સારું થયું નહિ. રાજકન્યા દિવસે દિવસે સુકાવા લાગી.

ઝિલીકકુમારે રાજકન્યાને દરવાજામાં એક વાર જેવી તેવી જોઈ હતી, ફરી વાર જોઈ

શકયો ન હતો. રાજકન્યાને મળવા માટે તેનું મન તલસતું હતું, પણ તેને શી રીતે મળાય?

એક દિવસ શંખરાજ સભામાં આવીને બેઠા. તેમનું મુખ મ્લાન અને ઉદાસ જણાતું હતું.

ઝિલીકકુમારે પૂછ્યું, "મહારાજ, આપ આજ ઉદાસ કેમ છો?"

શંખરાજ કહે, "રાજકુમાર, મારે એક જ દીકરી છે. તે આજ કેટલાય દિવસથી માંદી છે. કોઈ કાંઈ કરી શકતું નથી. કોઈ એનો રોગ મટાડતું નથી. અંધારિયાના ચંદ્રની જેમ એ સુકાતી જાય છે."

રાજકન્યાને મળવાનો આ સુયોગ છે એમ જાણી ઝિલીકકુમારે કહ્યું, " મહારાજ, હુકમ આપો તો હું રાજકન્યાને જોવા આવું, કદાચ રાજકન્યાને સારું પણ કરી શકું.'

રાજા કહે, " ભલે, ખુશીથી."

ઝિલીકકુમાર રાજકન્યાને જોવા ગયો. તેને જોતાં જ રાજકન્યાનો અર્ધો રોગ મટી ગયો. રોજ બે વાર ઝિલીકકુમાર રાજકન્યા

પાસે જાય, તેની પાસે મનુષ્યના દેશની અવનવી વાતો કરે, મુક્તકેશી આશ્ચર્ય પામી તે સાંભળે.

એમ કરતાં કેટલાક દિવસો ગયા. રાજકુમારી તદ્દન સારી થઈ ગઈ. શંખરાજ બહુ રાજી થયા. તે ખુશી થઈને બોલ્યા, "રાજકુમાર, જેણે મારી દીકરીને બચાવી છે તેને જ હું મારી દીકરી પરણાવીશ."

મુક્તકેશીનું અને ઝિલીકકુમારનું લગ્ન થયું. ઝિલીકકુમાર તો મુક્તકેશીને પરણીને ત્યાં સુખેથી રહેવા લાગ્યો.

એક દિવસ એકદમ તેને પોતાનું રાજ્ય યાદ આવ્યું. તેણે એક નિસાસો મૂકયો. નિસાસો સાંભળી રાજકન્યાને બહુ દુઃખ થયું. આટલા સુખમાંયે રાજકુમારને દુઃખ? તેણે પૂછયું, " કુમાર, તમારે શેનું દુઃખ છે? મને કહો."

ઝિલીકકુમાર કહે, "ઘર છોડયે ઘણા દિવસો થયા. એક વાર ઘરે જઈ આવું એમ થાય છે."

રાજકન્યા કહે, “ તેમાં વળી વિચાર શું કરવો હતો ! ચાલો ને, હમણાં જ જઈએ. ”

ત્યારે ઝિલીકકુમારે મોટા કુમારનો કાંટો ખોવાયાની વાત કરી. તેનો કાંટો લીધા વિના જાય તો તે તેને સુખે રહેવા દે નહિ.

શંખરાજને કાને આ વાત ગઈ. તેણે સમુદ્રનાં બધાં માછલાંને તપાસવા માણસો મોકલ્યા, ચારે તરફ ગોતાગોત થઈ રહી.

દરિયાઈ ઘોડી ઉપર બેસી દૂતોનો સરદાર તીમી મધ્યસમુદ્રથી ખબર લઈને આવ્યો. તેણે રાજાને કહ્યું, “મહારાજ ‘તાઈ’ માછલાની ઘરડી બહેન આજ ત્રણ વરસથી ‘ ગળે કાંઈક અટક્યું છે, ગળે કાંઈક અટક્યું છે ’ એમ કહે છે. ખાઈ પણ નથી શકતી. ગળાની વેદના બહુ થાય છે. તેનું ગળું તપાસવું જોઈએ. ” તાઈ માછલાની બહેન એક તો ઘરડી તેથી થરથર ધ્રૂજતી હતી, તેમાં રાજાનું તેડું આવ્યું એટલે તો વાત જ ન પૂછવી. તે શંખરાજની સભામાં આવી બોલી, “ આશીર્વાદ મહારાજ ! હું કાંઈ જાણતી નથી. મને શું કામ બોલાવી છે ? ”

શંખરાજે રાજવૈદ્યને તેડવા માણસ મોકલ્યો. વૈદ્યે આવીને 'તાઈ' ડોશીનું ગળું બરાબર તપાસી હથિયારથી એક લોહીથી ખરડાયેલો કાંટો બહાર ખેંચી કાઢયો. તેને જોતાં જ ઝિલીકકુમારે ઓળખ્યો અને કહ્યું, "આ જ મારા મોટાભાઇનો કાંટો."

રાજકુમાર દેશમાં જવાની તૈયારી કરે છે ત્યાં શંખરાજે આવીને કહ્યું, "જુઓ રાજકુમાર! દેશમાં જાઓ છો પણ સાવધાન રહેજો. તમારા ભાઇએ જ્યારે તમને એક કાંટા માટે આટલા હેરાન કર્યા ત્યારે તે બધું કરી શકે. આ બે મોતી આપું છું તે લ્યો.

"આ એકનું નામ ભરતીનું મોતી અને આ બીજાનું નામ ઓટનું. જ્યારે તમને લાગે કે તમારા ભાઈ ગુસ્સે થઈ તમને મારવા આવે છે ત્યારે આ ભરતીનું મોતી હાથમાં પકડી રાખજો. એકદમ સમુદ્રનું પાણી આવી એને બુડાડી દેશે. પણ જ્યારે એ બીકથી તમારી માફી માગે ત્યારે આ ઓટનું મોતી

હાથમાં પકડી રાખજે એટલે તરત જ સમુદ્રનું પાણી જ્યાં હતું ત્યાં ચાલ્યું જશે.”



ઝિલીકકુમાર દેશમાં જવા નીકળ્યો. સાત વહાણ ભરીને સાત હજાર શંખ લીધા. એક એક શંખની અંદર સાત લાખ મોતી હતાં. એવી રીતે તે પોતાના દેશમાં પાછો ફર્યો. રાજકન્યા પણ સાથે જ હતી.

રાજારાણી નાના કુમારના શોકથી રોઈ રોઈને આંધળાં થયાં હતાં. જ્યારે તેમણે વહુ અને દીકરાને જેયાં ત્યારે એકદમ દેખતાં થઈ ગયાં. રાજ્યમાં આટલા દિવસ અંધકાર છવાઈ રહ્યો હતો. આજે બધે આનંદ–ઉત્સવ થઈ

રહ્યો. રાજાએ ગરીબોને દાન દીધાં. રાણીએ દેવદેવીઓની પૂજાઓ કરાવી.

ઝિલીકકુમાર જ્યાં જાય ત્યાં તેને માન મળે. રાજા તેના ઉપર બહુ હેત રાખે. રાણી પણ ખૂબ હેત રાખે. રાજમહેલમાં બધા માણસો તેનું બહુ માન રાખે.

રસ્તામાં, નદીકાંઠે, ચોરેચૌટે—જ્યાં જુઓ ત્યાં તેની જ વાત. ઝિલીકકુમારે શંખપુરથી સાત વહાણ ભરીને હંસનાં ઈંડાં જેવડાં મોતી આણ્યાં છે એ વાત ચારે તરફ ફેલાઈ ગઈ. દેશવિદેશથી મોતી જોવા માટે ખૂબ માણસો આવવા લાગ્યા.

આ બધું જોઈ–સાંભળી મોટા કુમારનું હૃદય ઈર્ષાથી ફાટવા લાગ્યું.

મોટો કુમાર વિચાર કરવા લાગ્યો કે કાંટા માટે તો એને દેશ છોડાવ્યો હતો, વળી ફરી વાર પાપ ક્યાંથી આવ્યું? આ વખતે પણ શા માટે તેને કાંટા માટે હેરાન ન કરું?

તરત જ ઝિલીકકુમાર પાસે એ ગયો અને જઈને કહ્યું, "મારો કાંટો લાવ."

માગતાંવેંત નાના કુમારે હસતા મોઢે કાંટો કાઢીને ભાઈના હાથમાં મૂક્યો. મોટા કુમારના મનમાં પણ નહોતું કે એ ખોવાયેલો કાંટો પાછો લાવશે. કાંટો જોઈ એ હેબતાઈ ગયો. પણ તે કાંટો પોતાનો છે એમ માને તો નાના કુમારને હેરાન શી રીતે કરાય? પોતાના મોઢા ઉપરનો ભાવ બદલી ગુસ્સાથી પોતાની તરવાર કાઢી તે બોલ્યો, "મારી સાથે છળકપટ!" એમ કહી જ્યાં તરવારનો ઘા કરવા જાય છે ત્યાં નાના કુમારે ભરતીનું મોતી હાથમાં પકડ્યું.

જોતજોતાંમાં કોણ જાણે ક્યાંથી પર્વત જેવડાં મોજાં લઈને સમુદ્રનું પાણી આવવા લાગ્યું.

મોટો કુમાર તેમાં તણાવા લાગ્યો. તે પોતાને સંભાળી તરવા લાગ્યો પણ તેથી

બચાય તેમ ન હતું. મોજાં ઉપર મોજાં આવવાથી તે ગભરાઈ ગયો. તેનો જીવ મૂંઝાવા લાગ્યો. શ્વાસ પણ લેવાતો નથી. જીવ જવાની તૈયારીમાં છે. તેણે ઝિલીકકુમારને કહ્યું, "ભાઈ, રક્ષા કર, રક્ષા કર. હવે કદી હું આવું કરીશ નહિ. એક વાર બચાવ."

નાના કુમારે તરત જ ઓટનું મોતી પકડ્યું. તરત જ સમુદ્રનું પાણી સમુદ્રમાં ચાલ્યું ગયું. તે દિવસથી સમુદ્રના જળ સાથે મોટા કુમારનો ક્રોધ પણ કાયમને માટે ચાલ્યો ગયો.

ત્યારપછી બન્ને ભાઈઓ સંપીને રહેવા લાગ્યા. કોઈ દિ' ઝઘડો થાય નહિ. સૌ સુખેથી રહેવા લાગ્યાં.



# ભગવાનની ભેટ

શ્રી. લાભુબેન મહેતા

બનારસ હિંદનું મોટું જાત્રાનું સ્થળ ગણાય છે. ત્યાં મોટા મોટા પંડિતો અને ધર્મ-ગુરુઓ વસે છે. ધર્મનું જ ત્યાં રાજ્ય હોય એવું એ પવિત્ર શહેર ગણાય છે. એક વખત ત્યાંના મંદિરના ચોગાનમાં એક સુંદર મજાનો સોનાનો થાળ આકાશમાંથી આવી પડયો. એના પર "સૌથી વધુ દયાવાનને ઈશ્વર તરફથી ભેટ" એવું લખ્યું હતું.

કદી નહિ જોયેલો એવો આ થાળ જોઈને અને અંદરનું લખાણ વાંચીને સૌ કોઈ આશ્ચ-

ર્યમાં ગરકાવ થઈ ગયા. આખા શહેરના મોટા મોટા પંડિતો અને ધર્મગુરુઓ ભેગા થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા કે હવે કરવું શું ? કોણ સૌથી વધુ દયાવાન છે એની ખાતરી કેવી રીતે કરવી ? છેવટે કેટકેટલી ચર્ચા પછી એવો ઢંઢેરો પિટાવવાનું નક્કી થયું કે ચારે બાજુથી માણસો આવીને પોતપોતાનાં ધાર્મિક કાર્યો વર્ણવી જાય, એ બધામાંથી આ ધર્મગુરુઓની મંડળી જેને સૌથી વધુ લાયક ગણે તેને એ થાળ ભેટ મળે. આ સમાચાર ગામેગામ ફેલાઈ ગયા, અને ચારેબાજુથી માણસોનો ધોધ વહી-વહીને શહેરમાં ઠલવાવા લાગ્યો. અમીર—ઉમ-રાવો, વકીલ—દાક્તરો અને જે જે સારાં કામ કરવા માટે પ્રખ્યાત થયા હતા એ સૌ આવી પહોંચ્યા. એક વરસ સુધી માણસોનાં સુકૃત્યો સાંભળવાનું કામ ચાલ્યું. છેવટે ધર્મગુરુઓએ એક માણસને આ ઈશ્વરી ભેટ માટે પસંદ કર્યો. એ માણસે એક વરસની અંદર પોતાની પાસે હતી એટલી બધીયે માલમિલકત ગરી-બોમાં વહેંચી દીધી હતી અને એ જ એની

લાયકાત તરીકે ગણાઈ હતી. એ ભેટ આપવા માટે મોટો દરબાર ભરવામાં આવ્યો. એ માણુસ પણ આનંદના અતિરેકથી ધ્રૂજતો ધ્રૂજતો થાળ લેવાને માટે આગળ ગયો. પરંતુ આ શું ? હજુ જ્યાં થાળને એ માણુસનો હાથ અડે છે ત્યાં જ તો સોનું મટીને સીસું કાં બની જાય? આખી સભા દંગ બની ગઈ. પેલા માણુસના હાથમાંથી બીકમાં ને બીકમાં થાળ નીચે પડી ગયો ને ત્યાં તો એ હતો એવો જ ચળકતો સોનાનો ફરી પાછો બની ગયો.

પાછી ફરીને બીજા બાર મહિના ધર્મ-ગુરુઓની સભા બેઠી અને ત્રણ ત્રણ વખત લાયકાત ઠરાવીને એ સ્વર્ગીય ભેટ ધરી, પરંતુ પરમેશ્વરે એ માન્ય ન રાખી.

આ બધા સમય દરમિયાન મંદિરના દરવાજા પાસે તો ભિખારીઓની હારની હાર લાગી ગઈ હતી. કેટલાય માણુસોએ પોતાની દયાનો દાખલો ઇશ્વરની નજર સામે બતાવવા માટે ભિખારીઓમાં પૈસાની રેલમછેલ કરી

દીધી હતી પરંતુ એ માણસોમાંથી કોઈએ ભિખારીઓની આંખ સામે જોયું ન હતું.

બીજું વરસ પણ હવે લગભગ પસાર થઈ ગયું. હજી પણ જ્યારે જ્યારે થાળ દેવામાં આવતો ત્યારે તુરત જ તે સીસાનો બની જતો.

એવામાં એક દિવસ ત્યાં એક ભલોભોળો ખેડૂત આવી ચડ્યો. એને આ ઈશ્વરભેટ વિષેની કશી જ ખબર ન હતી, એ તો માત્ર દર્શન કરવા જ આવ્યો હતો. ઠંડીમાં ધ્રૂજતા ભિખારાઓની હારમાંથી તે પસાર થયો કે તેનું હૈયું હાલી ઊઠ્યું. દયાથી એનું દિલ ઊભરાઈ આવ્યું અને આંખમાંથી આંસુ ડોકિયાં કરવા લાગ્યાં. ત્યાં એણે મંદિરના બારણા પાસે એક અંધ, અપંગ અને સૌથી તરછોડાયેલા ભિખારીને જોયો. એ એના હાથ વતી તરફડિયાં મારતો હતો અને દુ:ખથી કણસ્યા કરતો હતો. ખેડૂતે ત્યાંથી પસાર થતાં એ જોયું. ભિખારીનું અંધ, દયા ઉપજાવે તેવું કરુણ મોં અને ધ્રૂજતું અંગ જોઈને તે આગળ

એક ડગલું પણ ન જઈ શકયો, ત્યાં જ એની પાસે બેસી ગયો. એણે ભિખારીના બંને હાથ પોતાના હાથમાં લીધા અને ધીમેથી કહ્યું, “ ઓ ભાઈ, શાંત રાખ, તારું દુઃખ તારે હિંમતથી સહન કરવું જોઈએ; પરમેશ્વર દયાળુ છે, તે તારી સામે જરૂર જોશે માટે હિંમતથી રહે.” એમ કહીને તે સીધો જ્યાં સૌ પોતાનાં ધાર્મિક કાર્યો ગણાવતા હતા ત્યાં ગયો. જરી વાર ઊભો રહ્યો પણ એ બધું સાંભળીને એને દુઃખ લાગ્યું અને એ પાછો વળ્યો. પરંતુ જે ધર્મગુરુ પેલો સોનાનો થાળ લઈને ઊભા હતા એને કાંઈક પ્રેરણા થઈ આવી અને એણે ખેડૂતને બોલાવ્યો. ખેડૂત કશું સમજ્યો નહિ પરંતુ ગુરુની આજ્ઞાનું પાલન કરવા માટે એ થાળ એણે પોતાના હાથમાં લીધો. પણ ઓહ! આ શું! થાળ તો હતો એથીયે ત્રણગણો વધુ ચળકાટ મારવા લાગ્યો!

“ બેટા! ” ગુરુએ હાક મારી, “ આનંદ કર, એ ઈશ્વરી ભેટ તારી છે, તું આટલા બધાય

માનવીઓમાં સૌથી વધારે માનવપ્રેમી ને દયાળુ છે.” અને આખી સભાએ “ બરાબર છે! બરાબર છે!” જવાબ દીધો. પછી સૌ વિદાય થયા, પરંતુ ખેડૂત તો ત્યાં જ થાળ પાસે ઘૂંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગ્યો. પરમેશ્વરે એના આત્મા પર પ્રભાતનાં કિરણોની જેમ પોતાનો પ્રેમ રેલાવી દીધો હતો.

થાળ લઈને ખેડૂત પાછો ફર્યો ત્યારે તેની આંખો ભક્તિભાવથી ભીની થઈ ગઈ હતી. નીચું જોઈને એ ચાલતો હતો. બારણા પાસે આવતાં એની નજર ઊંચી થઈ અને એ જ અંધ અપંગ ભિખારીને જોઈ એ પળવાર થંભી ગયો અને તુરત જ એ સુવર્ણથાળ ભિખારીના હાથમાં મૂકી લોકોના ટોળા વચ્ચેથી ચાલતો થયો. લોકો એની પાછળ દોડયા પણ એ તો ક્યાંનો ક્યાં નીકળી ગયો!

[ અંગ્રેજી કાવ્ય ઉપરથી સૂચિત ]



# નાનાં છોકરાંનું રાજ

શ્રી. ગુલાબસિંહ બારોટ

એક રાતે હું ઊંઘીને ઊઠ્યો ત્યારે મને એક નવી વાત દેખાઈ. ઘરમાં ધાવણાં છોકરાં કામકાજ કરતાં હતાં. તેનાથી મોટાં છોકરાં હરતાં–ફરતાં હતાં. મોટાં અને ઘરડાં માણસો વાંચતાં–લખતાં હતાં અને પેલાં ધાવણાં છોકરાં ઘરડાં માણસોને હુકમ કરતાં હતાં, 'જાઓ, પાઠ વાંચો.' 'એઈ, તોફાન કરો મા.' 'એ નાનાદાદા, તમે તોફાન કરશો તો તમને ઓરડીમાં પૂરી દઈશ.'

બપોર થવા આવ્યા ત્યાં તો પેલાં ઘરડાં ડોસાંડગરાં હાથમાં પાટી, પેન, ચોપડી લઈને નિશાળે ભણવા ગયાં. ધાવણાં છોકરાં ઘરનું કામકાજ કરવા લાગ્યાં. છોકરાંમાંના જે છોકરા હતા તે રસોઈનું–ઘરનું કામકાજ કરતા હતા તથા જે છોકરીઓ હતી તે નોકરી ઉપર દુકાને અને કચેરીએ જવા લાગી.

પછી તો ઘરમાં વાપરવાનાં સાધનો પણ છોકરાં જેવડાં જ થઈ ગયાં. ખુરશી, પાટલો, ખાટલો અને ઘર બધું જ નાનું નાનું. આથી તો ઘરડાં લોકોને રહેવાની, બેસવાની અને પહેરવાની બહુ જ મુશ્કેલીઓ પડવા લાગી એટલે તેઓ તોફાન કરવા, રડવા તથા કજિયો કરવા લાગ્યાં. ત્યાં તો નાનાં છોકરાં કહે, 'ચૂપ થાઓ ડોસલાંઓ, નહિ તો ઘરમાંથી બહાર તગડી મૂકશું. અમારા ઘરમાં તોફાન નહિ ચાલે. તમારે નાની પ્યાલીથી પાણી પીવું હોય તો પીઓ, નહિ તો તરસ્યાં રહો. નાનાં ઘરમાં હાલતાં ચાલતાં તમારાં માથાં ભટકાતાં હોય તો

તમે નીચાં વળીને ચાલો. નાની રોટલીનું બટકું તમને નાનું પડતું હોય તો ભલે પડે પણ જેમ અમે કહીએ તેમ કરો—બસ, અમે કહીએ તેમ કરો.'

પછી તો ઘરડાં લોકો રડવા લાગ્યાં અને નાનાં છોકરાંના હાથનો માર ખાવા લાગ્યાં. તે લોકો ફરિયાદ કોને કરે? રાજા પણ નાનું છોકરું, સિપાઈ પણ નાનું છોકરું, શિક્ષક પણ નાનું છોકરું—બધી દુનિયાનું કામકાજ કરનાર, બસ, નાનાં છોકરાં અને નાનાં છોકરાં જ!

હવે તો ઘરડાં લોકોને દુનિયામાં જીવવાનું મુશ્કેલ થઈ પડયું. તે લોકોને તો પહેરવાનાં પણ નાનાં નાનાં ટૂંકાં ટૂંકાં કપડાં, રમવા માટે નાની નાની લખોટીઓ, નાની મોટરો અને ભમરડા હતાં.

બેસવાને ખુરસીઓ નહિ, રમવાને જગા નહિ. જરાક કોઈ ઘરડું તાણીને બોલે તો નાનું છોકરું કહે:

'બહાર રમો, અહીં અમને ગરબડ થાય છે.'

છતાં જો ઘરડાં લોકો ન માને તો તેને સૌથી નાનું છોકરું એક કાન પકડીને બહાર મૂકી આવે!

કોઈ ઘરડું ડોસું બહુ રડે તો તેને એક પાઈ મમરા લાવવાને મળતી હતી. કોઈ ઘરડું ભણવા ન જતું તો નાનાં છોકરાં તેને ધમકાવીને નિશાળે મોકલતાં, વઢતાં અને મારતાં, તથા નિશાળમાં પણ ઘરડાં લોકો કક્કો બરાબર ન ઘૂંટે તો નાના શિક્ષકો તે ઘરડાં લોકોના કાન મરડીને ઘૂંટી આપતા. આથી તો ઘરડાં લોકો ખૂબ દુઃખી થયાં.

મોટર ચલાવવી તો છોકરાં, ચોપડીઓ લખવી તો નાનાં છોકરાં, ડૉક્ટર તો નાનાં છોકરાં, વકીલ તો નાનાં છોકરાં, ગાયોના ગોવાળ તો તે પણ નાનાં છોકરાં—આમ બસ, આખી દુનિયામાં નાનાં છોકરાંનું જ રાજ થઈ ગયું.

મારાં છોકરાં પણ મારા ઉપર હુકમ કરતાં હતાં. આથી તો હું મૂંઝાઈને ઘરની બહાર નાસી ગયો અને રસ્તે ચાલતા એક નાના છોકરાને પૂછ્યું:

'ભાઈ, આવું બધું ક્યારથી થયું?'

છોકરો કહે: 'આવતીકાલથી થયું, સમજ્યા ડોસા?'

મને એવી નવાઈ અને નાનાં છોકરાંની બીક લાગી કે હું તો નાસવા જ લાગ્યો.

# તમારે છે આવો દોસ્ત ?

કુ. કુમુદબેન શેઠ

રોજ સવારમાં હું દાતણ કરવા ઓટલે બેઠી હોઉં ને ઝીણિયો આવે.

'એ બા, બાપા, ટાઢું-શીળું હોય તો આપજો, બાપા !' પણ ઝીણિયો આવે એટલે બધાંય પોતાનાં બારીબારણાં બંધ કરી દે.

'અત્યારના પો'રમાં ક્યાં આવ્યો મોઢું દેખાડવા ?'

* * *

ઝીણિયો ઢેઢનો દીકરો છે. એના બાપુજી તો મરી ગયા છે ને એની બા ક્યાંક ભાગી ગઈ છે. ઝીણિયો ક્યાંક સૂઈ રહે ને ભીખ માગીને પેટ ભરે. મને ઝીણિયો બહુ ગમે.

ઝીણિયો આમ હતો તો સારો—સારો એટલે કંઈ ધોળો નહિ, પણ ગમી જાય એવો—પણ ગંદો બહુ, એટલે મને થયું કે, ચાલ એને હું નવરાવું, નવાં કપડાં આપું. એક દિવસ મેં એને પૂછયું:

'ઝીણિયા, તું ગંદો કેમ રહે છે ?'

ઝીણિયો કહે કે, 'મારી પાસે સાબુ નથી, કપડાં નથી. શાનાથી ના'વું, અને નાહીને શું પહેરવું ?'

મેં કહ્યું કે, 'નાહતી વખતે કપડાં ધોઈને સૂકવી દેવાં ને નાહી લઈએ ત્યાં સુકાઈ જાય એટલે પહેરી લેવાં. સાબુ હું તને આપીશ.'

પછી મેં ઝીણિયાને સાબુ આપ્યો. બીજે દિવસે એ આવ્યો ત્યારે નાહી—ધોઈને ધોયેલાં કપડાં પહેરીને આવ્યો. એવો તો સરસ ને સ્વચ્છ લાગતો હતો કે એને જોઈને મારો ભાઈ બાબુ કહે:

'લે, ઝીણિયો તો કેવો સરસ લાગે છે ! આપણા જેવો જ લાગે છે. ચાલો આપણે

એની સાથે રમીએ. ઝીણિયો આપણો દોસ્ત !'

પછી તો નવો દોસ્ત મળ્યો એટલે રમવા મંડયાં. ત્યાં તો મારાં બા હવેલીએ ગયેલાં એ આવ્યાં. એમણે બેબીબેનને ને બાબુભાઈને રમતાં જોયાં એટલે તો એ ખિજાઈ ગયાં કે ઢેઢના છોકરા જોડે રમાય ? બાબુનો હાથ પકડીને ઘેર લાવ્યાં. બાબુને કહે:

' ઝીણિયો ઢેઢનો છોકરો છે, એની સાથે ન રમાય. જા નાહી લે, તું અભડાઈ ગયો.'

બાબુએ પૂછ્યું, " હેં બા! અભડાઈએ તો શું થાય ? "

બાએ કહ્યું, 'પાપ લાગે.'

પણ બાબુ તો કંઈ સમજે નહિ. એ તો બાને કહ્યા જ કરે:

' પણ બા, મને તો કયાંય અભડાયું દેખાતું નથી ! એ કયાં ચોંટી ગયું છે, હેં બા ? જુઓ લ્યો, મારા હાથ ને પગ, કયાંય દેખાય છે? મને તો કયાંય નથી દેખાતું. ના ભાઈ, આપણે તો ઝીણિયા સાથે રમવાના ! "

નાનકડાં બેબીબેન કહે કે, 'બા, હુંય રમીશ.'

બા કંઈ ન બોલ્યાં એટલે બાબુ ને બેબી બન્ને મારી પાસે આવ્યાં ને મને કહ્યું:

'હેં બેન, અમે રમીએ ને? પાપ ન લાગે ને?' મેં કહ્યું, 'ના ના, રમો તમે. ઝીણિયા સાથે લહેરથી રમવું. કંઈ પાપ ન લાગે એમાં. બેબીબેન ધૂળમાં રમીને આવે છે ત્યારે કેવાં ગંદાં લાગે છે! ઝીણિયા જેવાં જ ને? તોય આપણે કેમ એમની સાથે રમીએ છીએ? એમ જ ઝીણિયા સાથે રમવાનું. આપણે ઝીણિયાને કહેવું કે, 'ભાઈ, તું આવ ત્યારે નાહીને આવજે, તો અમે રમશું. અમે ગંદા જોડે નથી રમતાં. ના'વાથી આપણું શરીર સારું લાગે. બધાંને આપણે ગમીએ. બધાં આપણને રમાડે. ગંદા રહીએ તો કોઈ ન રમાડે. માટે આપણે ચોખ્ખા રહેવું.' ને ઝીણિયા સાથે આપણે તો રમવું, હોં! કંઈ પાપ ન લાગે. બા તો અમસ્થાં બિવરાવે છે.'

પછી તો બધાંય ઝીણિયા સાથે રમવા મંડી પડયાં. મારાં બા સમજુ હતાં એટલે સમજી ગયાં. એમણે પણ ઝીણિયાને કપડાં આપ્યાં. પછી તો હમેશ ઝીણિયો રમવા આવે—



નાહી-કરીને. ઝીણિયાને ભણવું બહુ ગમે એટલે બધાં છોકરાં ભેગાં થઈને એને 'એકડો–બગડો' શિખવાડે. હવે તો ઝીણિયાને ઘણું વાંચતાં પણ

આવડી ગયું છે. ઝીણિયો કંઈ જેવો તેવો નથી, એ તો બહુ જ હોશિયાર છોકરો છે, હો ! એ તો ગંદો રહે ત્યાં સુધી એવો લાગે. આપણે ગંદાં હોઈએ તો આપણે પણ એવાં જ લાગીએ ને ? અમે બધાં એની સાથે રમીએ છીએ. ઝીણિયાને એ બહુ ગમે છે. પણ એક વખત એવું બન્યું કે અમે બધાં મારી બા પાસે બેઠાં હતાં ત્યાં ઝીણિયો આવ્યો અને અમારી સાથે જ બેસી ગયો. બા તો ભારે ભગત ! એમને આ ન ગમ્યું. એ ઝીણિયાને વઢયાં એટલે ઝીણિયો રડી પડયો. એને રડતો જોઈને મારી બાએ કહ્યું, " કાંઈ વાંધો નહિ, તું તારે રમ." પછી બાએ બધાંને ખાવાનું આપ્યું ને બધાં રાજી થતાં રમવા ચાલ્યાં ગયાં.

બધાં છોકરાં ઝીણિયાનાં પાકાં દોસ્ત બની ગયાં છે. એનું નામ પણ અમે બદલી નાખ્યું છે. હવે એ ઝીણિયો નથી—જગુ છે. પહેલાં તો એ ગંદો હતો, હવે સ્વચ્છ છે; પહેલાં અભણ હતો, હવે ભણેલો છે; પહેલાં

ઝીણિયો હતો, હવે જગુ છે. હવે કોણ કહે છે કે એ ઢેઢનો છોકરો છે? ઘેલો કીકો ગંદો છે એટલે અમે એની સાથે નથી રમતાં. જગુ ચોખ્ખો છે એટલે એની સાથે રમીએ છીએ. અમને નવો દોસ્ત મળી ગયો ને એને પણ દોસ્તો મળ્યાં. બધાંયસાથે મળીને લહેર કરીએ છીએ. તમે કરો છો આવી લહેર? તમારે છે કોઈ આવો દોસ્ત?

# આવળ, બાવળ અને બાજરો

શ્રી. હરજીવન સોમૈયા

એક હતું ખેતર. ખેતરને હતી વાડ. ખેતરમાં બાજરો હતો અને વાડ ઉપર આવળ, બાવળ, બોરડી, ભોરિંગડી—એવાં કાંટાવાળાં અને બહુ કામનાં નહિ એવાં છોડ અને ઝાડ ઊગ્યાં હતાં. બાજરાના છોડ સીધા, પાતળા અને સુંવાળા. ઉપર હતાં ડૂંડાં. ડૂંડાં રાજાના મુગટમાં કલગી હોય તેવાં લાગતાં હતાં. ડૂંડાંમાં મજાનો બાજરો આવ્યો હતો. અને આવળ-બાવળમાં તે શી શોભા હોય! એની ચારે બાજુ જાળાં બાઝયાં હતાં અને ડાળો તો એક ઉત્તર-માં ગઈ હોય તો બીજી દક્ષિણમાં, એક ખૂબ

ઊંચી હોય તો બીજી સાવ ટૂંકડી. થડ ક્યાંક જાડું તો ક્યાંક પાતળું અને ક્યાંક ગાંઠાવાળું, ક્યાંક ખરબચડું તો ક્યાંક સીધું અને ક્યાંક આડું.

વાડ ઉપરનાં આવાં છોડ–ઝાડને જોઈને બાજરાને તો તેમની સૂગ આવતી હતી. થોડા દિવસ તો બાજરાએ કંઈ કહ્યું નહિ, પણ એક દિવસ એક બાવળનો છાયો એના ઉપર આવ્યો ને તે બોલ્યો, “ એય, આઘો જા, જોતો નથી, હું કેવો રાજાના કુંવર જેવો છું ? મારું શરીર જો, કેવું સુંવાળું અને સુંદર છે ! મારે માથે કેવી સરસ કલગી છે! અને તારા વેશ સામે તો નજર કર ! ”

એનાં આવાં વેણથી બાવળને બહુ અપમાન જેવું લાગ્યું પણ તે કંઇ બોલ્યો નહિ. એના મનમાં એમ થતું હતું કે, બાજરો આટલો રૂપાળો છે અને હું તો સાવ કદરૂપ છું, એટલે બાજરો મારા ઉપર વધુ ખિજાય તો મને મારી નાખે.

પછી રાત પડી. સૌ સૂઇ ગયાં. બાજરો પણ ઊંઘતો હતો અને વાડ ઉપરનાં છોડ–ઝાડ પણ ઊંઘતાં હતાં. પણ બાવળનું આજે બાજરાએ એવું અપમાન કર્યું હતું કે તેને વિચારમાં ઊંઘ આવતી નહોતી. વિચાર કરતાં કરતાં તો એને રોવું પણ આવવા લાગ્યું. એનાં ડૂસકાં સાંભળીને એની બાજુમાં આવળ સૂતી હતી તે જાગી ગઈ. આવળ બોલી, " બાવળભાઈ, રૂઓ છો શીદને ?" બાવળભાઈ, કાંઈ જવાબ જ ન આપી શકયા અને રોતા જ રહ્યા, એટલે આવળે ફરીને પૂછ્યું, " જુઓ બાવળભાઈ, આપણે તો એક કુટુંબનાં કહેવાઈએ. દુનિયામાં તમને સૌ હડધૂત કરે છે તેમ મનેય કરે છે, એટલે આપણને સરખું જ દુ:ખ છે. માટે તમારું જે કાંઈ દુ:ખ હોય તે મને કહો. આપણે ભેળાં મળીને એનો ઉપાય કરશું. "

આવળનાં આવાં વેણ સાંભળીને બાવળનું મન શાંત થયું અને તેણે બાજરાએ તેનું કેવું

અપમાન કર્યું હતું તે વાત કહી. આવળે કહ્યું, “આપણે બાજરાને બરાબર બતાવી દેશું કે એ મોટો રાયજાદો છે તે ખબર છે, અમે ભલે ગરીબ છીએ પણ અમે વાડ ઉપર છીએ તો ઢોરઢાંખર, ચોર અને ધૂળથી એનું રક્ષણ થાય છે. અમે ધારીએ તો ખેતરમાં એની હારોહાર પણ ઊગી નીકળીએ અને એ આમ નિરાંતે ફાલીફૂલી શકે છે તે ન થઈ શકે.”

આવળને ઉશ્કેરાઈ ગયેલ જોઈને બાવળ બોલ્યો, “આપણે એમ તો નથી કરવું. આપણે દુઃખ સહન કરીએ છીએ અને એ વધે છે તો ભલે વધે, આપણે થોડું દુઃખ સહી લેશું. હવે વધારે અપમાન એ કરશે તો જોયું જશે.”

આવળે બાવળને જવાબ ન આપ્યો. એ ચૂપ રહી અને પાછી સૂઈ ગઈ. બાવળ પણ સૂઈ ગયો.

બીજે દિવસ થયો. તે દિવસે પણ આગલા દિવસ જેવો જ બનાવ બની ગયો.

થયું એમ કે વાડ ઉપર કેટલીક ભોરિંગડી અને બોરડી હતી તેમને રમત રમવાનું સૂઝયું. ભોરિંગડીનાં ફળ બોર જેવડાં પીળાં હોય. ભોરિંગડીએ બોરડીને કહ્યું, "તું તારાં ફળને મારાં ફળ સાથે ઊડવા મોકલ. એ દૂર જાય એટલે આપણે એને ઓળખી શકીએ છીએ કે નહિ તે જોશું, ગમ્મત પડશે." બોરડીએ એ વાતની હા પાડી. પછી ભોરિંગડીનાં અને બોરડીનાં ફળ ખેતર ભણી ઊડવા લાગ્યાં. તેઓ ખૂબ દૂર ગયાં, પણ પછી પાછાં આવતાં થાકી ગયાં એટલે ખેતરમાં બાજરાની વચમાં થાક ખાવા બેસી ગયાં. આવાં ગરીબડાં ફળને પોતાની પાસે બેસી ગયેલાં જોઈને બાજરાના ગુસ્સાનો પાર ન રહ્યો. એ એકદમ ગુસ્સે થઈને બોલ્યો, "કેમ આવ્યાં અહીં ? જોતાં નથી, મારાં બી કેવાં સોનાની કણીઓ જેવાં છે અને તમે તો છો મીંદડાની આંખ જેવાં, નીકળો અહીંથી."

ભોરિંગડી અને બોરડીનાં બચ્ચાં તો બીચારાં બીકથી ધ્રૂજવા જ લાગી ગયાં. છેટેથી ભોરિંગડી અને બોરડી એ સાંભળે અને જુએ પણ બાજરા પાસે જવાની કે એને કાંઇ કહેવાની એમની હિંમત ન ચાલે, અને બાજરાએ ગુસ્સામાં ને ગુસ્સામાં એનાં ફૂળોને પોતાની નીચે દાબી દીધાં.

વાડ ઉપરનાં બધાં છોડ–ઝાડ આ જોઈ રહ્યાં, બધાં બોલી ઊઠયાં, "આ તે કેવી જાતનો ન્યાય ? બાજરાનું રક્ષણ કરવા અમે પવનના અને ધૂળના માર ખાઈએ, અમે ઢોરઢાંખર અને ચોરના પગ નીચે કચડાઈએ અને છતાં બાજરો અમારાં બચ્ચાંઓને આમ કરે ?"

પણ બાજરો તો એમના આ બોલથી ઊલટો વધુ ગુસ્સે થયો અને ત્રાડ મારીને બોલ્યો, " ચૂપ રહો, ગરબડ કરશો તો પવનદેવને બોલાવીશ. પવનદેવ તમને ઉખેડી નાખશે, પવનદેવ મારા મિત્ર છે."

બાજરાનું આ બોલવું સાંભળીને આવળ ઊંચી થઈ અને એણે સામો જવાબ આપ્યો, "બોલાવ તારા પવનદેવને, ભલે અમને એ મારી નાખે. આમ અપમાન સહન કરીને જીવવું તે કરતાં મરી જવું કાંઈ ખોટું નથી. પણ અમે મરી જશું એટલે તું કેવી રીતે જીવી શકે છે એની તને પણ ખબર પડી જશે."

"એમ ?" બાજરો તાડૂકયો અને પછી પવનદેવની એણે પ્રાર્થના કરી, "હે પવનદેવ, આ હરામખોરોને મેં અહીં ઊભાં રહેવા દીધાં, મને જે પાણી અને ખાતર મળતાં તેમાંથી તેને મેં થોડો થોડો ભાગ આપ્યો, છતાં તેઓ આજે ઉપકાર ઉપર અપકાર કરવા ઊભાં થયાં છે અને મારો જ નાશ કરવા માગે છે. માટે તમે મારી મદદે આવો અને આ હરામખોરોને ઉખેડી નાખો."

બાજરાની પ્રાર્થના સાંભળી પવનદેવ રાજી થયા. તેમના મનમાં તો થયું કે આ

ઠીક લાગ મળ્યો છે. આ બહાના નીચે આવળ, બાવળ, બોરડી, ભોરિંગડીને તો દબાવી દઈશ પણ બાજરા ઉપર રોફ જમાવી શકીશ. રાત પડી ત્યારે પવનદેવ માંડયા ફૂંકાવા.

સૂ—સૂ કરતો પવન વાવા લાગ્યો. ધૂળના ગોટા ચડયા. વાડ હાલકડોલક થઈ ઊઠી. આવળ, બાવળ અને વાડનાં સૌ છોડ—ઝાડ ઊખડી ઊખડીને નીચે પટકાવા લાગ્યાં. પવન ખૂબ વાર સુધી ચાલ્યો. અર્ધી વાડ પડી ગઈ. હવે તો બાજરાને પણ પવનની અસર લાગવા માંડી. એને બીક લાગવા માંડી કે પોતે ક્યાંક ખરેખર ઊખડી જશે. એટલે એણે પવનને ફરીથી અરજ કરી: “ બસ કરો, બસ કરો, પવનદેવ, મને એ ગરીબોની દયા આવે છે. હવે એમને વધુ હેરાન ન કરો. ”

પણ પવન તો અટક્યો નહિ. એણે આખી જ વાડ પાડી નાખી. બાવળ—બોરડીની ઓથ ગઈ એટલે પવન અને ધૂળ સીધાં એક

ઝપાટે આખા ખેતર ઉપર ફરી વળ્યાં અને આખું ખેતર ખેદાનમેદાન કરી નાખ્યું. આવળ–બાવળ ભેળો બાજરો પણ પડીને ધૂળ નીચે દબાઈ ગયો.

બીજે દિવસે સવારે ખેડૂત ખેતરે આવ્યો. વાડ અને ખેતરની દશા જોઈને એ તો હેબતાઈ ગયો. પોતાનું કપાળ કૂટીને એ બોલ્યો: "મારી બધી મહેનત નકામી ગઈ." નીચે મોંએ એ બીચારો ઘેર પાછો આવ્યો.

